# શ્રી હરિલીલા ષોડશ કલા

—ઉપોદ્ઘાત—



ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી

કવીશ્વર દલપતરામ સ્મારક ગ્રંથમાળા નં. ૮

વિષ્ણુદાસ ભીમકૃત

શ્રી હરિલીલા ષોડશ કલા

# —ઉપોદ્ઘાત—


લેખક,

અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.,

"ગુજરાતી"નો સહતંત્રી

મુંબઇ



છપાવી પ્રકટ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી

હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, બી. એ.,

આસિ. સેક્રેટરી-અમદાવાદ.

આવૃત્તિ પહેલી — પ્રત ૧૫૦૦

સને ૧૯૩૦ — સંવત્ ૧૯૮૬

કિંમત આઠ આના.

# વિષયાનુક્રમણિકા.

# ગ્રંથાનુક્રમણિકા



**નોંધઃ**-ગયે વર્ષે શ્રી હરિલીલા ષોડશકલાની ટીકાનું પુસ્તક આપ્યું હતું તેમાં ૧૬ મી કલા પરની ટીકાનો અડધો ફારમ પૃ. ૪૧૭ થી ૪૨૪, બાઈન્ડરની શરતચૂકથી બાંધવાનો રહી ગયો હતો તે આ ઉપોદ્ઘાત ભેગો મૂકવામાં આવ્યો છે.

# જૂની ગુજરાતીનું સાહિત્ય અને ભક્તિમાર્ગ

( વિ. સં. ૧૩૭૫ થી સં. ૧૬૨૫ )

**ગુજરાતીનો લોક-ભાષા અને લોક-સાહિત્યની પ્રતિષ્ઠાનો કાળ**

ગુજરાત સ્વચક્રમાંથી પરચક્રમાં સરી પડ્યું, રાજપુત અમલમાંથી મુસ્લીમ દોરતોરમાં જકડાયું અને એને પરિણામે એક રીતે વાસ્તવ કહી શકાય કે એ સમયથી ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યનો અભિનિવેશભર્યો નવો મન્વંતર પ્રકટયો-પ્રવર્ત્યો. કુદરતી રીતે હિન્દી અને મરાઠી સાહિત્ય પણ સુગઠિત સ્વરૂપમાં મુસ્લીમ અમલ પછીથી જ અભિનિવેશપુરઃસર રચાયું જણાય છે. એ સમયથી ગુજરાતી ભાષા તેમ જ ગુજરાતી સાહિત્યની રમઝટ, જમાવટ તેમ પ્રતિષ્ટા પણ એક સાથે જોમ પામ્યાં. અને સાહજિક છે તેમ ધર્મ તથા જીવનના વ્યવહાર, રુચિઓ, સંસ્કાર અને ભાવનાઓમાં તદ્દન અલગ પડતા તેમ લગભગ અલગેય રહેલા મોજીલા, અને ઝનુની રાજશાસક મુસ્લીમોનાં ભાષા, અને સાહિત્યની અનેરી પ્રકટ-અપ્રકટ અસરો ગુજરાતી ભાષા તેમ સાહિત્ય ઉપર થઇ.[૧] જો કે વાસ્તવિક રીતે કહીએ તો તે અગાઉથી જ ક્યારનાંયે ગુજરાતી ભાષા અને સાહિત્ય લોકભાષા

---

૧ આ મુદ્દો આ લેખમાં આગળ વિસ્તૃતપણે વિચારવાનો હોઇને અત્રે માત્ર તેનો સ્પર્શ જ કર્યો છે.

અને લોકસાહિત્યની કંઈક પ્રતિષ્ઠા અને આદરેય જનસમૂહોમાં પામી ચૂકયાં હતાં જ.[૨] છતાં સંગીન તવારીખી પુરાવાની ગેરહાજરીમાં એ રાજભાષા અને શિષ્ટ વિદ્વદ્ભોગ્ય સાહિત્યની પ્રતિષ્ઠા મેળવી શકયાં હતાં કે કેમ, અને તે ક્યારે, એ ચોક્કસપણે કહી શકાય તેમ નથી. અલબત્ત મુસ્લીમો ગુજરાતમાં ઊંડાં મૂળ ઘાલી, ગુર્જરી પ્રજાસાગરમાં ભેળાયા તે અગાઉ સૈકાંઓથી મુખ્યત્વે કરીને બૌદ્ધ અને જૈન ધર્મે અટળ અસર જમાવી, ગુજરાતને પોતાનું કરી લીધું હતું; અને વ્યવહારીયા જૈન સંઘ-મહાજન, લોકધર્મ, લોકવ્યવહાર, લોકભાષા અને લોકસાહિત્યની સર્વભક્ષી ભાવનાઓ એકતાર-એકધાર થઈ ગુર્જરી પ્રજાની રગેરગમાં ઓતપ્રોત થઈ ચૂકી હતી. તેમ જ જાણે તેના નિત્યના સંસર્ગ અને આવેગથી પુનઃ ઉત્તેજિત થઈ તેમ તેના પ્રત્યાઘાત પણ પાડી, જૈન સાહિત્યની ટક્કર ઝીલે, સરોબરીમાં ઉભું રહે તેવું અભિનવું લોકપ્રિય સાહિત્ય સરજવાને નીતિભક્તિરસિક, સંસ્કારી કવિઓ મથી રહ્યા હતા. ટુંકમાં રાજકાજ, વ્યાપાર, ધર્મપ્રસાર, તીર્થાટન, અધિવાસ, વસાહત આદિ અનેક કારણોએ ગુજરાતમાં આવી જામેલા, દેશની અંદરના તેમ બહારના નીકટવર્તી તેમ દૂરવર્તી અનેક આગંતુક લોકોનાં સંસ્કારો, રુચિઓ, ભાષા અને સાહિત્યોની અસરો સંસ્કારી હૃદયમાં એકરસતાથી ઊતરી ચૂકી હતી જ. આ સહુની પ્રતીતિના પડછંદા પહેલા યુગનું પ્રાચીન યા અપભ્રંશ ગુર્જર સાહિત્ય પાડી રહ્યું છે.

અલબત્ત આ સહુ બન્યું હતું ખરૂં, પરંતુ મુસ્લીમ અમલના ઉદયની સાથે જ ગુજરાતી ભાષા અને સાહિત્યે, આધુનિક સમયની ગુજરાતી ભાષા અને સાહિત્યના પૂર્વ રૂપ જૂની ગુજરાતી ભાષા અને સાહિત્યની બદ્ધમૂલ પ્રતિષ્ઠા મેળવી, એ વિષે શંકા નથી. વિવિધ જાતિભાતિના સંસ્કારો અને અસરોથી સંસ્કારાતાં અવનવી-

---

૨ અપભ્રંશ અને મિશ્ર અપભ્રંશ ગુજરાતી સાહિત્યના ગ્રંથો ઠેઠ ૧૦ મા સૈકાના મળ્યા છે, જેમાં ઘણો મોટો ભાગ જૈન કથાવાર્તાઓનો છે. વાસ્તવિક વિચારીએ તો આવી બાબતોમાં ચોક્કસ સમયનું ઉટ્ટંકન સંભવિત જ નથી.

અભિનવી પ્રેરણાઓ ઝીલતાં, જનસમૂહની સહિત્યની રુચિને સંતોષતાં, તેના હૃદયને ઉજમાળતાં ગુજરાતી ભાષા અને સાહિત્યનાં રૂપરંગ ઓર ખીલાવટ તેમ જમાવટ પામ્યાં, તે તો આ જ સમય-થી અને તે પછીથી. ગુજરાતી ભાષા 'અપભ્રષ્ટગિરા[૩]'નું તોછડાઇ-ભર્યું ઉપનામ ત્યાગી, 'મુગ્ધબોધ'–'રસિકમુગ્ધ[૪]' જનોની જ્ઞાન-પીપાસાને પરિતૃપ્ત કરનારી, 'દેવકથાનાં અમૃત' પાઈ જનહૃદયના આંતરનાદને પરિપોષનારી, 'પ્રબોધપ્રકાશ'થી ઉલ્લાસવંતાં કરી, 'શૂદ્ર અને નારીજનને બ્રહ્મવિદ્યા અને આતમયોગના જ્ઞાનસાગરમાં રસબોળ નિમજ્જન કરાવનારી'[૫] પ્રાકૃત ભાષાનું, લોકમાન્ય ભાષાનું

---

૩ નરસિંહ મહેતા—સુરતસંગ્રામ : ઉપસંહાર :
અપભ્રષ્ટ ગિરા વિષે કાવ્ય કેવું દીસે, ગાય, હીસે અને તીર વાગે.
પદ ૭૨ મું.

૪ ભાલણની—કાદંબરીનો પ્રસ્તાવ :
મુગ્ધરસિક સાંભળવા ઇછિ, પણિ પ્રીછી નવિ જાય
તેહની પ્રીછવા કારણિ કીધું ભાલણિ ભાષાબંધ, ક. ૧. લી. ૧૬–૧૩
ભાષાઇ કીધૂં આખ્યાન, રસિકમુગ્ધ રીઝવવા ગાન. ક. ૨૫, પાનું ૧૬૯ લી. ૪.

ઉપરાંત પ્રાચીન કવિઓનાં ભાષાપ્રેમના ઉદ્‌ગારો માટે જુઓ આ લેખકનું સુભદ્રાહરણ અને પ્રેમાનંદજીવનકથા ; ભાષાભક્તિનો યુગ, પાનાં ૬૭–૭૪

૫. જુઓ નરસિંહ :
ચાર જુગ માંહિ મુક્તિ નહી નારીને, જગત માંહે એવું શાસ્ત્ર બોલે;
અધમ ઉદ્ધારવા પ્રકટિયા શ્રીહરિ, એવું જાણી સ્ત્રિયો ગાય કોડે.
જુઓ ભીમકૃત હરિલીલા ; કલા ૧ લી, કડી ૯૯–૧૦૦:
ગ્યાનસાગર ભાગવત મઝારિ, ભગતિ, વિરાગ, વિવેક, વિચાર;
બ્રહ્મવિદ્યા નઈ આતમયોગ, વલી વિશેષઈ શાસ્ત્રપ્રયોગ.
તિણિ કારાણ શૂદ્ર નઈ નારિ, કઠિન ગ્રંથ જ લહિ વિચાર;
પ્રાકૃત અર્થ જાણેવા સહી, ભણઈ ભીમ કીધી ચુપઇ.
કરિસ કથા એહ સમરથ, યાંહિ મુકિસિ પરમારથ.

અભિમાનવંતું નામ પામી તે પણ આ જ સમયમાં; માતા સંસ્કૃત-ગિરાનાં ધાવણ અને પોષણથી ઉછરેલી નવયુગની પ્રેરણાઓને ઝીલતી–ઝીલાવતી ગુર્જર ગિરાનું ઉજ્જ્વલ નામ પામી તે આ જ સમય-માં; લોકભોગ્ય સંસ્કારી સાહિત્યને નિપજાવનારી શિષ્ટ અને સંશ્લિષ્ટ ભાષાની ગૌરવભરી પદવી પામી તે આ જ સમયમાં; તેની સાહિત્યસરિતાઓના પૂરપાટ જોમભર્યા, રસછલબલતા, ઉલ્લાસવંતા, ચનગનતા લોકઝીલ્યા પ્રવાહો વિવિધ દિશાઓ અને ક્ષેત્રોમાં ચિરંતન વિસ્તર્યા–જામ્યા તે આ જ સમયમાં. આ કાળની જૂની ગુજરાતીની જે કંઈક પ્રાપ્ય સાહિત્યકૃતિઓ[૬] બ્રાહ્મણી તેમ જ જૈનસાહિત્ય-કૃતિઓ અહીંતહીંથી ઝળહળતા પ્રકાશ આપતી રહી છે તે નિઃસંશય આ અર્થાપત્તિને સબળપણે ટેકવે છે જ.

**ઉગમકાળ**

આ જૂની ગુજરાતીના સાહિત્યનો ઉગમકાળ સામાન્ય રીતે આદિકવિ નરસિંહ મહેતાથી (સં. ૧૪૭૦–૧૫-૨૮) વિક્રમ સંવત પંદરમી સદીના ચોથા પાદથી મનાવાયો છે, કહો કે, મનાવાતો આવ્યો હતો. પરંતુ સંશોધન અને પરિશુદ્ધિના પરિણામે તેના પાયા પંદરમી સદીના

૬ જૂની ગુજરાતીના સાહિત્યના બ્રાહ્મણી અને જૈની સાહિત્ય એવા ભેદો ભિન્ન લેખાયલી ધર્મપ્રેરણાને તેમ જ પાછળથી કંઈક મતાંધતાને કારણે પડયા છે. સામાન્ય વર્ગીકરણ ખાતર એ ભેદો કદાચ ઠીક લેખાય; પણ જાણે પરસ્પર કોઈ સામાન્યસંબંધ વિનાનાં એ સાહિત્યો હોય–છે, તેને ઝીલનારા સમાજ સંસર્ગહીન હોય એવી ખોટી સમજથી એવા ભેદ પડાય એ ઇષ્ટ નથી. વાસ્તવિક જોતાં બન્નેય સાહિત્યસરિતાઓ એક જ મહાન્ ગિરિ-શૃંગમાંથી ઉદ્ભવી છે: અન્યોન્યના સહચાર અને સહઅસર સ્પષ્ટ છે. વસ્તુ અને વિષયો સમાન છે, પરસ્પર ગાઢ સંબંધ સેવતા જનસમૂહોના હૃદયપ્રકાશને અર્થે એ સાહિત્યો લખાયાં છે, માત્ર ધર્મપ્રવાહબલ નિરાળું હોઈને નિરનિરાળા છતાં સમાન રસવાળા પ્રવાહોમાં વહ્યાં જણાય છે. આ મુદ્દો તા. ૩૦–૪–૨૯ ને રોજ આ જ લેખકે નડીઆદમાં "પ્રાચીન ગુજરાતી સાહિત્યના કેટલાક ભ્રમો" એ ભાષણમાં ચર્ચ્યો છે. જુઓ "ગુજરાતી" તા. ૬–૬–૨૬ પાનું ૮૪૫; તેમ "જૈન ગુર્જર કવિઓ" ભાગ ૧લો, સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૩૧૯ મું.

પહેલા અને વાસ્તવિક કહીએ તો ચૌદમી સદીના ચોથા પાદ પર્યંત પહોંચેલા શોધાયા અને સિદ્ધ થયા છે. અલબત્ત ભાષા અને સાહિત્ય એ એવાં વિલક્ષણ, વિકારવંતાં પ્રવાહશીલ વસ્તુ છે કે તેનાં બીજનિક્ષેપ, અંકુરાવટ અને ખીલાવટ તેમ સૂરાવટના આરંભકાળની સુસ્પષ્ટ રેખા રેખાટી ન જ શકાય, અનેકસંખ્ય પૂટપાકો પામેલી ભસ્મના પૃથક્ પૃથક્ પૂટપાક જેમ તારવી ન શકાય તેમ. છતાં જૂની ગુજરાતીના સાહિત્યના ઉગમકાળનો સુમેળ વિક્રમ સંવત પંદરમીના આરંભ સાથે તો સુઘટિત રીતે ઘટાવી શકાય છે.[૭]

**જૂની ગુજરાતીના સાહિત્યનાં બર અને પૂર**

આ જૂની ગુજરાતીના સાહિત્યનાં બર અને પૂર કેવાંક અને કેટલાંક, એનો નિશ્ચય હજી સ્પષ્ટ થયો–થઈ શકયો નથી; સંશોધનદશામાં છે; અને તે આલેખવાને હજી કેટલોક સમય જોઇશે. કારણ જેમ મુસ્લીમ ઝનુની આક્રમણક અમલના આરંભમાં 'વહેવારીયા' ગુજરાત અને ગુજરાતીઓની અવદશા અને અસ્તવ્યસ્તતા થઈ તેમ જ એ અમલના યાહોમ પડતીના સમયમાં તથા મરાઠી હુમલાખોરી–લુંટખોરી ચઢતી–પડતીના કાળમાં પણ તેમની એવી, બલ્કે તેથી પણ વિશેષ વિનાશકારી અવદશા અને અસ્તવ્યસ્તતા થવા પામી. આસમાની તેમ જ સુલતાની ઉભય આપત્તિઓ દ્વારા કાળચંડીએ ભરાય તેટલાં ભૈરવી ખપ્પરો ભર્યાં, અને આરોગ્યાં, જેમ ઉશેટચાંય ખરાં; તેમાંથી ગુજરાતી સાહિત્યના સંગ્રહો ઉગરી તો શકયા જ નહીં, પણ ઉલટા અકલ્પ્ય રંજાડ અને ભેલાડ

---

૭ જુઓ સાક્ષરશ્રી મોહનલાલ દલીચંદે સંયોજન તેમ સંવિધાનપુરઃસર રચી પ્રકટ કરેલો મહામૂલો "જૈન ગુર્જર કવિઓ" ભાગ ૧લો : પાનાં ૧૩–૨૯ : કવિઓ ૧૧–૩૫ ; તેમ દિ. બ. સાક્ષરશ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવે પ્રકટ કરેલાં "પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય," પાટણના ભંડારોના સાહિત્યનો સ્વ. સાક્ષર ચીમનલાલ દલાલનો પાંચમી સાહિત્યપરિષદ—સુરતનો રીપોર્ટ : ત્રીજી રાજકોટ સાહિત્યપરિષદ્-રીપોર્ટની હસ્તલિખિત પુસ્તકોની યાદી; ડેક્કન કોલેજનો રીપોર્ટ વગેરે વગેરે.

પામ્યા; બ્રાહ્મણી અને જૈન કવિઓએ ખડકલાબંધ ખડકેલા, જીવથીયે વ્હાલા, મહામૂલા વિવિધ સાહિત્ય–સંચયો કાં તો કીડીયારાં પેરે ક્યાંક ક્યાંક ભંડારાયા, કાં તો ક્યાંક ક્યાંક ઉધાઈ–વંદા અને કસારીઓના ખોરાક થયા, તો ક્યાંય ક્યાંક આગના ભોગ બન્યા કે જળવાસ વસ્યા, કચરાયા તેમ ધૂળમાંયે મળ્યા. આમાંના જે સાહિત્યસંચયો પવિત્ર ભાવનાથી ભંડારોમાં, મુખ્યત્વે ધર્મપ્રેમી જૈન બંધુઓના અપાશરાના ભંડારોમાં, ભંડારાયા તેમ ધર્મપ્રેમીઓની નિત્યપાઠની પોથીઓમાં તેમ જીવની પેઠે કંઠસ્થ જીવતા રહ્યા, અને વંશપરંપરા વારસાઓમાં ઉતરી આવ્યા છે તેના વિવિધ દૃષ્ટિબિન્દુઓથી થયલા યથાશક્ય અભ્યાસથી સમજાય છે તેમ જૂની ગુજરાતીના સાહિત્યનાં પૂર વિશાળ તેમ વિસ્તૃત છે અને તેના બર કહેવાય છે તેમ કેવળ એકદેશી કે ધાર્મિક ભાવનાના જ રંગથી રંગાએલ એકરંગી હોવાને બદલે વિવિધ દેશી, વિવિધરંગી, રસાલ તેમ ઉજમાળાયે છે; અને તે કાલનાં અન્ય ભાષાસાહિત્યોના પડછે માનભેર ઉભી શકે તેવા છે. આ યશોભાગનું ભાગી એકલું બ્રાહ્મણી સાહિત્ય જ નહીં, પણ જૈની સાહિત્યે છે, કદાચ હાલ પ્રાપ્ય સામગ્રીથી સમજાય છે તેમ બ્રાહ્મણી સાહિત્ય કરતાં વિશેષ અંશે છે; તેમ કેટલેક અંશે મિશ્ર–ચારણી–ગુજરાતી ઐતિહાસિક સાહિત્ય પણ ખરૂં.

**કેટલાક અવાસ્તવ ભ્રમો**

આ જૂની ગુજરાતીના સાહિત્ય સંબંધમાં ઉપર જણાવેલી અનધન અને અલ્પસાધની પરિસ્થિતિ વિચારતાં તેમ સર્વગ્રાહી અભ્યાસની ઊણપ જોતાં કુદરતી છે તેમ કેટલાક ભ્રમ–વિભ્રમો સાહિત્યરસિકોને થયા છે, તેમ કેટલાક ભ્રમો અપૂર્ણ માહિતીને અંગે તેમણે ઊભા કરી ડહોળાણ–ડખોળાણ કર્યાં છે.[૮] જેમ નરસિંહ મહેતાને

૮ નડીઆદમાં આ લેખકે આપેલું "જૂની ગુજરાતીના સાહિત્ય વિષે કેટલાક ભ્રમો:" "ગુજરાતી" તા. ૬–૬–૨૬ પાનું ૮૪૫; અગર સા. શ્રી મોહનલાલ દ. દેશાઇના જૈન ગુર્જર કવિયો 'ના ઉપોદ્‌ઘાતનાં પાનાં ૩૫–૨૦

આદિ કવિ ગણી જાણે તેમની પૂર્વે ગુજરાતી ભાષામાં કવિતા-સાહિત્ય જ બ્રાહ્મણ તેમ જૈન કવિઓને હાથે લખાયું ન હોય, જાણે એકલું બ્રાહ્મણી સાહિત્ય તે સમયે, અને તે પછી પણ એ જ સાહિત્ય લખાતું રહ્યું હોય, અને જાણે જૈની સાહિત્યના છોળો ઉડાડતા જળઝુંબાકર કરતા નદો વહ્યા જ ન હોય, જાણે જૈની અને બ્રાહ્મણી સાહિત્યો અન્યોન્યથી કેવળ નિર્લેપ, નિરાલંબી રહી વિકસ્યાં અને વિસ્તર્યાં હોય, જાણે જૈની સાહિત્ય કેવળ સજ્ઝાયો અને સ્તુતિઓથી જ ભરેલું હોય અને વેદધર્મને સંસ્પર્શ્યું કે પુરાણોની અડાશેય ગયું ન હોય, જાણે જૈનો અને બ્રાહ્મણ ધર્મી હિન્દુઓના વ્યવહારો અને વિચારો પરસ્પરથી વિલગ્ન જ રહ્યા હોય, જાણે વિ. સં. વીસમી સદીમાં પ્રચરેલી ભાષા જ ચાર સૈકા ઉપર એવી ને એવી જ પ્રચરિત હોય, અને અપભ્રંશ અને પ્રાકૃતની અસરોથી તદ્દન વિમુક્ત રહી હોય, જાણે ભજનકીર્તન અને પદો જ લખાયાં હોય અને સળંગ આખ્યાનો, કથાવાર્તાઓ, રસિક પ્રબંધો લખાયાં જ ન હોય, એવો ભ્રમશીલ એકલમાર્ગી સિદ્ધાન્ત સ્થપાયો તેમ જૂની ગુજરાતીનું સાહિત્ય માત્ર ધર્મરંગથી અને વિશેષે કરીને શૃંગારી વૈષ્ણવ સંપ્રદાયના રાધાકૃષ્ણવિલાસ–ગોપીવિહારવિરહના જ રક્ત રંગથી રંગાયલું હોય, એવો બીજો ભ્રમભર્યો સિદ્ધાન્ત સ્થપાયો છે.

જો કે આ અને આવા ભ્રમોનાં આવરણોને સંશોધન અને પરિશીલન-પુરઃસર પ્રકટ થતાં જૂની ગુજરાતીના સાહિત્યની સૂચિઓ તેમ જ ગ્રન્થોનાં પ્રકાશનો અને અવલોકનો ભેદી રહ્યાં છે.[૯] છતાં સકારણ અહીં

---

૯ ( ૧ ) જુઓ ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના ૩ જા, ૪ થા અને પાંચમા રીપોર્ટની સૂચિઓ ને નિબંધો; ( ૨ ) સ્વ. ચીમનલાલ દલાલનું પાટણના ભંડારોમાંથી અપભ્રંશ અને જૂની ગુજરાતીનું સાહિત્ય એ નિબંધ સુરત પરિષદનો રીપોર્ટ કે લાઇબ્રેરી મીસેલેની ફેબ્રુ. ને મે ( ૧૯૧૪ ); (૩) જૈન રાસાઓના બે સૂચિઓ; ( ૪ ) સા. શ્રી મોહનલાલ દલીચંદનો મહાભારત સૂચિગ્રંથ "જૈન ગુર્જર કવિઓ 'ભાગ ૧ લો; ( ૫ ) શ્રી ફાર્બસ

જૂની ગુજરાતીનું સાહિત્ય માત્ર ધર્મરંગથી જ અને વિશેષે કરીને શૃંગારી વૈષ્ણવ સંપ્રદાયના રાધાકૃષ્ણવિલાસ–ગોપીવિહાર અને ગોપી-વિરહના જ અતિ રાતા–અતિ ઉઘડ શૃંગારના રંગથી રંગાયલું હોવાના આભાસ–ભ્રમનો નિરાસ કરવાનો છે; કારણ પ્રસ્તુત કાવ્ય 'હરિલીલા' એ વિષ્ણુભક્તિનો સદ્ગ્રન્થ છે. અને તેનો રચનાર કવિ ભીમ 'વિષ્ણુદાસ' બિરૂદ ધારે છે, વિ. સં. ૧૬ મા શતકના પૂર્વાર્ધ તેમ ઉત્તરાર્ધનો મુખ્ય અને પહેલી પંક્તિનો કવિ છે, અને તેના જ સમયના સાહિત્ય-યુગને ઉપરનો ભ્રમ મુખ્યત્વે સ્પર્શે છે, તથા આ યુગના આદિ કવિ લેખાયલા નરસિંહ મહેતા અને મીરાંબાઈ ( સં. ૧૫૬૦–૧૬૦૩ ) તેમ ભાલણ આદિની ભક્તિજવાલાઓ ક્યાંથી પ્રકટી ? એટલે કે જૂની ગુજરાતીના સાહિત્યને વિષ્ણુભક્તિની પ્રેરણા ક્યાંથી મળી ? તે પરંપરાથી ચાલી આવતી હતી ? સ્વયંભૂ હતી ? ગુજરાતમાંથી પ્રેરણાન્વિતા હતી ? કે તેની બહારથી આવી હતી ? આ મહત્ત્વનો પ્રશ્ન ઉદ્ભવતો હોવાથી આ સમગ્ર વિષય ઐતિહાસિક તેમ જ સાહિત્યવિષયક દૃષ્ટિથી વિચારવાની અગત્ય વિશેષે કરીને છે.

**સાહિત્યનાં વિવિધ ક્ષેત્રો**

પ્રથમ તો ખરી હકીકત એ છે કે, આ યુગનું સાહિત્ય વિવિધ ક્ષેત્રોમાં ખેડાએલું છે, તેણે વિવિધ પાક નીપજાવ્યા છે, એટલું જ નહિ પણ ધર્મની વિવિધ શાખા-ઓમાં વિહરેલું–વિકસેલું પણ છે જ; એક જ સંપ્રદાયના અને તેમાંયે એના એક જ અંગ ગોપીવિલાસ અને કૃષ્ણભક્તિમાં જ ગુંચવાઈ અટવાઈ રહેલું નથી. આ કાળની સાહિત્યસમૃદ્ધિ ગૌરવભરી, રસાળ અને તેજવંતી બની શકી

---

સભાના હસ્તલિખિત પુસ્તક નામાવલિ ભાગ ૧–૨; (૬) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું "પંદરમા શતકમાં પ્રાચીન ગુર્જર કાવ્ય:" (૭) ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની હસ્તલિખિત ગ્રંથોની યાદી, વગેરે.

છે, તેમાં મુખ્યત્વે જૈની અને બ્રાહ્મણી સાહિત્યના સર્જકોએ[૧૦] પોતાનો આત્મા રેડયો છે, એટલું જ નહિ પણ માતૃભાષાને યથાશકય વિકસાવી તેમ બહલાવી પણ છે; ઉપરાંત સાહિત્યરસિક જીજ્ઞાસુ જનસમૂહોની આંતરતૃષાઓને છીપવા સંસ્કૃત–પ્રાકૃત અને ઇતર ભાષાનાં સાહિત્યો, ધર્મ, તત્ત્વજ્ઞાન, જીવનવ્યવહાર, સંસારસમાજ નીતિ, આદિ સંબંધી પોતાના જ્ઞાન, અવલોકન અને અનુભવ તેમાં પ્રવાહિત કર્યા છે. આ સઘળા જ સાહિત્યસર્જકો કાંઈ આરૂઢ વૈષ્ણવ કે કૃષ્ણભકત ન હતા, કે કેવળ ધર્મોપદેશકોયે ન હતા, હોઈ પણ ન શકે, તેમને રસવૃત્તિ, સંસારવ્યવહાર લાગેલાં જ હતાં, એટલે તેમના સાહિત્યસર્જનનાં ઉદ્દેશ અને પ્રવૃત્તિ એકરંગી હોઈ જ ન શકે અને હતાં પણ નહિ. સ્માર્તો, શૈવો, શક્તિમાર્ગીઓ, અનેકમતી વૈષ્ણવો અને જૈનો; એકેશ્વરવાદી, બહુદેવવાદી અને નિરીશ્વરવાદી; નિવૃત્તિમાર્ગી અને પ્રવૃત્તિમાર્ગી; કર્મમાર્ગી, જ્ઞાનમાર્ગી, ભક્તિમાર્ગી, અને તંત્રમાર્ગી; અને વામમાર્ગી અને ચાર્વાકમાર્ગી એમ અનેક પંચભેળ ખીચડીયો ગુર્જર સંઘ હતો; ઉપરાંત મુસ્લીમ ઓલીયા, પીર, ફકીરોના સંસર્ગથી તથા અન્ય ધર્મીઓના સહવાસથી પણ સંકરધર્મી બનેલો મોટો શ્રમજીવી વહેવારીયો વર્ગ હતો; વિવિધ રુચિઓ અને માનસવાળા એ સંઘો હતા. જેમને ધર્મકર્મનું યાંત્રિક સંકુલપણું, તેમ જડ શાસ્ત્રચારાધીન મુક્તિમાર્ગના એકલપેટા ઇજારા અને બંધીઓ સાલતાં હતાં અને તેથી જેઓ પ્રભુપ્રાપ્તિના સહજસિદ્ધ રાજમાર્ગ માટે અત્યંત તલસતા–ટળવળતા હતા. અલબત્ત તે કાળના સાહિત્યસર્જકો–બ્રાહ્મણી, જૈની તેમજ મિશ્ર પંથી અને તેમના આ સહુ ગ્રાહકો ધર્મભાવનાથી પોતાના જીવનક્ષેત્રના કોઈ પણ અંગને અલિપ્ત રાખી શકે એવું તેમનું માનસ જ ન હતું; એટલે આ યુગના સાહિત્યનો ઝોક–પ્રધાન રંગ

---

૧૦ ચારણ તેમ ભાટોના હિન્દી–મિશ્ર ગુજરાતી સાહિત્યના અવલોકનને અભાવે ઐતિહાસિક સાહિત્યનો વિચાર સરખોયે થઈ શકયો નથી.

ધર્મનો છે, અને અન્ય રંગોમાંયે ધર્મની છાંટ ક્વચિત્ વિશેષ અંશે ઘેરી તો ક્વચિત્ અલ્પ અંશે આછેરી પણ તરવરે છે, અને તેથી જ તેને ધર્મરંગી કહેવાને કેટલાક અભ્યાસીઓ પ્રેરાયા છે. બાકી ઝીણવટથી આ યુગના સાહિત્યનો અભ્યાસ અને અવલોકન કરનારને તો તેમાં ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, અધ્યાત્મવિદ્યા, તેમ અન્ય વિદ્યા-કલાઓ અને શૃંગાર ઉપરાંત અન્ય રસ કંઈક ધ્યાન રોકી શકે એવા પ્રમાણમાં જૂની ગુજરાતીના સાહિત્યમાં ચિરંજીવપણું પામેલાં જણાયા વિના નહિ રહે. અને તેનો કંઈક ખ્યાલ નીચે ટાંકેલા અછરતા વર્ગીકરણવાળા વિહંગાવલોકનથી આવી શકશે.

**સાહિત્ય વિવિધ જાતિ ને ભાતિનું**

(૧) **ઇતિહાસ :** વિસલદેવ રાસ (સં. ૧૩૮૮ ની આસપાસ) જગડુશાનાં પદ (સં. સૈકા પંદરમામાં); રાજશેખરનો વસ્તુપાલ રાસ (સં. ૧૪૦૫); શ્રીધરનો રમણમલ્લ છંદ ( સં. ૧૪૫૯ ); પદ્‌મનાભનો કાન્હડે પ્રબંધ ( સં. ૧૫૧૨); કુમારપાળ રાસ ( સં. ૧૫૪૨ ); શ્રીપાલરાસ ( સં. ૧૫૩૧ ); લલિતાંગચરિત્ર ( સં. ૧૫૬૧ છન્દો બદ્ધ ); વિમલપ્રબંધ ( સં. ૧૫૬૮ ); ભોજમુંજકથા; જુનાગઢના રા'ખેંગાર, રા'નવઘણ આદિની દંતકથાઓ, દુહા, સોરઠા; અન્ય ઐતિહાસિક–મિશ્ર ઐતિહાસિક રાસાઓ, ગાથાઓ વિગેરે

(૨) **કથાવાર્તા :** હરસેવકનો મયણરેહા( મદનરેખા )રાસ ( સં. ૧૪૧૩ ); સંઘકુશલની નંદબત્રીસી ( સં. ૧૫૧૦ ); હીરાણંદકૃત વિદ્યાવિલાસ નરેન્દ્રનો પવાડો ( સં. ૧૫૧૩ ની પૂર્વે ); પાઠક રાજવલ્લભકૃત ચિત્રસેન પદમાવતી ચરિત્રની ટીકા (સં. ૧૫૨૪); ધન્નાશાલીભદ્ર રાસ ( સં. ૧૫૩૧ ); લાવણ્યસમયકૃત સિદ્ધાન્ત ચોપાઈ ( સં. ૧૫૪૩ ); નરપતિનો પંચડંડ ( સં. ૧૫૪૫ ); (સં. ૧૫૬૨); ઉદયભાનુનો વિક્રમ રાસ ( સં. ૧૫૬૫ ); અંબડકથા ગદ્ય (સં. ૧૫૭૧); કાયસ્થ નરસાસુત ગણપતિની માધવાનલ કામકંદલા ( સં. ૧૫૭૪ );

હીરકળશની સિંહાસન દ્વાત્રિંશતિ ( સં. ૧૫૭૬ ); ( જૈનેતર ) મતિસારની કર્પુરમંજરી ચોપાઈ (સં. ૧૬૦૫); પંચતંત્રનો ગદ્ય અનુવાદ; મધુસૂદનનું વિક્રમચરિત્ર, આદિ અનેક કથાઓ અને રાસાઓ.

(૩) **શૃંગાર અને કામકલા :** જૈન શ્રમણો અને કવિઓની શૃંગારરસસમુદ્દીપક લૌકિક કથાઓ, ફાગો; વસંતવિલાસ ( સં. ૧૫૦૭ ની આસપાસ ); નરસિંહ મહેતાનો સુરતસંગ્રામ, ચાતુરી ષોડશી, ચાતુરી છત્રીશી; અને પદાવલિઓ; ભાલણ આદિની પદાવલિઓ, જ્ઞાનાચાર્યની બિલ્હણપંચાશિકા અને શશિકલા; નર્મદાચાર્યનું કોકશાસ્ત્ર; અનંગરંગનો કવિતાબદ્ધ અનુવાદ; ઢોલામારૂ આદિ રસિયાઓની વાર્તાઓ,વગેરે.

(૪) **આખ્યાનાદિ : ભાગવત :** નરસિંહ મહેતાની બાળલીલા; શૃંગાર આદિ પદાવલિ, શ્રીધરનો દશમ ( કવિતબદ્ધ સં. ૧૪૫૪ની આસપાસ ); ભીમની હરિલીલા ( સં. ૧૫૪૧ ) અને કૃષ્ણકીર્તનો; કાયસ્થ કવિ કેશવનો દશમસ્કન્ધ ( સં. ૧૫૨૯ ); ભાલણનો દશમ અને કૃષ્ણલીલાનાં પદ; કર્મણ મંત્રીનાં દશમ સ્કન્ધનાં પદ ( સંવત ૧૫૨૬ ની આસપાસ ); અનાવિલ કીકાનું બાલચરિત (સં. ૧૫૫૦).

**હરિવંશ :** જનાર્દનનું ઉષાહરણ ( સં. ૧૫૫૪ ); કાયસ્થ કેશવનું ઉષાહરણ (સં. ૧૫૨૬ની આસપાસ); બ્રહ્મજિનદાસનો જૈની હરિવંશ.

**મહાભારત :** દેહલકૃત અભિવન ઉંઝણું, ( સં. ૧૫૫૦ ની આસપાસ ); ભાલણનું નળાખ્યાન; નાકરનું નળાખ્યાન; માંડણનું રુકમાંગદાખ્યાન; ( સં. ૧૫૭૫ ); નાકરકૃત અભિમન્યુ આખ્યાન ( સં. ૧૫૭૨ થી ૧૬૦૦ ની વચ્ચે ); નાકરનાં મહાભારતનાં પર્વો, ને કૃષ્ણવિષ્ટઈ; જૈન કવિઓનાં નળદમયંતી આદિ રાસા.

**પુરાણો :** મુખ્યત્વે માર્કણ્ડેય; વિષ્ણુ, વૈવર્ત અને સ્કંદમાંનાં–આખ્યાનો : શિવલીલામૃત, હરિશ્ચન્દ્ર, સુરથ આદિનાં, તથા સપ્તશતી.

**રામાયણ :** કર્મણ મંત્રીની રામકથા ( સં. ૧૫૫૪ ); માંડણનું રામાયણ ( સં. ૧૫૭૫ ); લાવણ્યસમય, શ્રીધર, માંડણ અને નર–

પતિના રાવણમંદોદરીસંવાદો ( સં. ૧૫૬૫થી ૧૫૭૮ ); માંડણનો સીતાનો સન્દેશ, મીઠા ભકતનો રામપ્રબંધ ( સં, ૧૫૮૭ ); જુગનાથનું રામાયણ ( સં. ૧૫૯૯ ); રામાયણ ગદ્ય ( નરસિંહ મહેતાના સમયનું ); સ્વયંભુ-દેવનું રામાયણ પુરાણ ( સં. ૧૫૨૧ ); જૈનોના રામ અને સીતાના પ્રબંધો–રાસ; ભાલણપુત્રોનું રામાયણ; અજ્ઞાત કવિઓનાં કીર્તનો, રામબાળલીલાનાં પદ.

(૫) **શિવશક્તિ–ભક્તિ** : ભાલણનો શિવભીલાડી સંવાદ; એક અજ્ઞાત કવિનો ઈશ્વરવિવાહ, શ્રીધરનું ગૌરીચરિત્ર (સં. ૧૫૬૫); કવિ પરવતસુતનો ગૌરીલક્ષ્મી સંવાદ ( સં. ૧૫૭૯ ); શ્રીધરની સપ્તશતી ( સં. ૧૪૫૪ની આસપાસ ); ભાલણની સપ્તશતી; દામોદરાશ્રમની શિવકીર્તનાવલિ, અન્ય અનેક અજ્ઞાત કવિઓની પદાવલિઓ.

**નોંધ**: ઠેઠ વિ. સં. ૧૩ મીની પૂર્વથી નાગરોની શિવ અને શકિતની ભકિત સુપ્રસિદ્ધ છે; નાગર કવિ સોમેશ્વરદેવે સપ્તશતીમાંથી સુરથોત્સવ ( સં. ) કાવ્ય રચેલું છે.

(૬) **તત્ત્વજ્ઞાનઃ અને અધ્યાત્મચિંતનઃ** શ્રી જયશેખરસૂરીનો ત્રિભુવનદીપક પ્રબંધ ( સં ૧૫૫૭ની આસપાસ ); ભીમનો પ્રબોધ-ચન્દ્રોદય નાટક ઉપરથી અનુવાદ 'પ્રબોધપ્રકાશ' ( સં. ૧૫૪૬ ); નરસિંહ આદિનાં જ્ઞાન, અધ્યાત્મતત્ત્વ, આદિનાં પદો; કક્કાવલિઓ; જૈન કવિઓની કક્કા આદિની ચોપાઇઓ, વિવિધ તત્ત્વોના સંવાદો; ભગવદ્‌ગીતા, યોગવાસિષ્ઠના ગદ્યપદ્ય સારોદ્ધારો.

ઉપરાંત ચરિત્રો, આખ્યાયિકાઓ જૈન કવિઓનાં સંખ્યાબંધ સાંપડતાં જાય છે.[૧૧] આ સહુનું વાંચન પછી યથાયોગ્ય વર્ગીકરણ થાય તો તે પછીથી જૂની ગુજરાતીના સાહિત્યના પાકનો વાસ્તવ ખ્યાલ બાંધી શકાય.

---

૧૧ જૈન કવિઓ અને સાહિત્યસર્જકોની બધીયે કૃતિઓનો અભ્યાસ કરવા પૂરતો સમય આ લેખકને મળ્યો નથી, તેથી ઘણીક કૃતિઓનાં નોંધાયલાં નામ માત્રના ઉલ્લેખથી સંતોષ માની લેવો પડયો છે.

આટલું અછરતું દિગ્દર્શન જૂની ગુજરાતી સાહિત્યનાં વિવિધ જાતિભાતિનાં પૂર અને બરનો કંઈક વાસ્તવ તેમ ઊંડો ખ્યાલ આપી શકશે.

**ભક્તિની જ્વાલાઓ ક્યાંથી પ્રકટી?**

હવે આ એક મુદ્દો વિચારમાં રહે છે: આ જૂની ગુજરાતીના યુગના કવિઓ નરસિંહ, કેશવ, ભાલણ, ભીમ, મીરાં આદિના હૃદયમાંથી ભક્તિની જે જ્વાલાઓ ભભૂકી ઉઠી હતી તેને પ્રકટાવનાર મૂળ ક્યાંનું[12]? ગુજરાતની અંદરની તે કાળની લોકચેતનને જગવી રહેલી રસસામગ્રીના બળે એમનાં હૃદયમાંથી ભક્તિ રૂપી અગ્નિ આપોઆપ ભભૂકી ઉઠયો? કે બહારના ધર્મપ્રવર્તકો અને કવિઓના ઉપદેશસ્ફુલિંગોએ એ અગ્નિને ચેતવ્યો તેમ પ્રકટાવ્યો? ખરે જ આ પ્રશ્ન મહત્ત્વનો છે, ઇતિહાસ સાથે નિકટ સંબંધ ધરાવે છે, અને તેથી સર્વગ્રાહી રૂપમાં ઐતિહાસિક દૃષ્ટિથી વિચારાવો જોઈએ છે. સમર્થ પ્રાચીન સાહિત્યવિવેચક સાક્ષરશિરોમણિ સ્વ. ગોવર્ધનરામ મા. ત્રિપાઠીએ આ પ્રશ્ન ઉદ્ભાવી તેની સપ્રમાણ સંક્ષિપ્ત સમીક્ષા બહુ જ કુશલતાથી કરેલી છે.[13] સા. શ્રી આચાર્ય આનન્દશંકર ધ્રુવે એ સમીક્ષાનો બુદ્ધિપુરઃસરતાથી સર્વગ્રાહી તેમ મનનીય ઊહાપોહ કર્યો છે ખરો, પણ અંતમાં કંઈક દોલાયમાન વા દહીંદુધીયા સ્થિતિ દાખવી છે;[14] તેનો પ્રત્યુત્તર સ્વ. ગોવર્ધનરામે આપ્યો છે. પરંતુ શ્રી કનૈયાલાલ મુનશીએ તો કંઇક નવું ઉભું કરવાના વ્યામોહમાં આખોયે પ્રશ્ન ડહોળી-

---

૧૨ આ ચર્ચા માત્ર બ્રાહ્મણી સાહિત્યને જ સ્પર્શીને કરેલી છે. જૈની ગુજરાતી સાહિત્યની મૂળ પ્રેરણા વિષે આવા પ્રકારનો પ્રશ્ન ઉદ્ભવ્યો જાણ્યામાં નથી.

૧૩ જુઓ ૧૯૦૫ નો પહેલી સાહિત્યપરિષદ્નો રીપોર્ટ; પ્રમુખપદનું ભાષણ: પાનાં ૫ થી ૧૨

૧૪ જુઓ વસન્ત, સંવત ૧૯૬૧, શ્રાવણ અને ભાદ્રપદ પાનાં ૨૪૧ થી ૨૫૦ અને ૨૮૧ થી ૨૮૮.

ડખોળી નાંખી ફીણુ અને ફીસોટા ઉરાડવા જેવું જ કર્યું છે.[૧૫] આ સ્થિતિમાં વધુ પ્રકાશ પાડનારી ઐતિહાસિક વિગતોના ઊંડાણમાં ઊતરી, આ પ્રશ્ન વિચારવાની અગત્ય વિશેષે કરીને જણાય છે.

અહીં પ્રશ્ન એ થાય છે કે મુસ્લીમોના આગમનથી ઉત્તર હિન્દ, મહારાષ્ટ્ર અને બંગાળામાં વાતાવરણ ખળભળતાં લોકચેતન, લોકાનુકૂલ ધર્મપ્રવર્તન અને લોકભોગ્ય સાહિત્યસર્જનમાં સંતમહંતાદિ વિભૂતિઓ ( જ્ઞાનદેવ, નામદેવ, રામાનંદ, કબીર, નાનક ) જ્વલંત અંશે કારણભૂત થઈ છે, ત્યારે તે સમયે મુસ્લીમ અસર તળે પીડાતા, ચગદાતા અને આ સહુ લોકકાર્યો માગી લેતા ગુજરાતમાં એમાંનું શું કાંઈ જ થયું નહતું, થઈ શકે તેવુંયે નહતું? ગુજરાતે એના જોટાની સંતમહંતાદિ વિભૂતિ પ્રકટાવી જ નહીં હોય ? સાદી સમજ કહે છે કે ગુજરાતમાં એ સૌ હતું અને ગુજરાતે એવી વિરલવિભૂતિઓ પ્રકટાવી હશે, અને એની પ્રતીતિ ભરૂચનિવાસી, જ્ઞાનદેવાદિના પુરોગામી સંત પુરુષ, મહાનુભાવપંથના પ્રવર્તક પ્રશાન્ત ચક્રધર આપે છે જ, તેમ પાછળના સમયના અમદાવાદી પણ ઉત્તર હિંદના મહંત દાદુ દયાલ પણ આપે છે. મરાઠી ભાષા, હિંદી ભાષા, માતૃભાષાના સાચા અભિમાનથી આ કાળમાં સબળ અને સફળ જોમ પામ્યાં, ત્યારે ગુર્જરી ભાષાને એ પ્રકારનું જોમ મળ્યું નહીં હોય ? વળી જ્યારે ગુજરાતનાં મહાતીર્થો, ગિરિશૃંગો અને નદીતટોએ તેમ ગુજરાતના વાતાવરણેયે ગુજરાત બહારની વિભૂતિઓને, મુસ્લીમ

---

૧૫ ગુજરાત ૧૯૮૦ શ્રાવણ; સાહિત્યસંસદ્‌નો સાહિત્યનો ઇતિહાસ ભાગ ૭ મો. જે વાદી વકીલ આટઆટલાં ઐતિહાસિક પ્રમાણોથી સાબીત થયા છતાં મીરાંને કુંભાની રાણી જ કહેવાનો એકલહથ્થો હઠાગ્રહ, ઈજારો ધરે, મંડલિક નામનો છેલ્લો જૂનાગઢી રાજા થઈ ગયા છતાં તેને વિશેષ નામને બદલે સામાન્ય નામ લેખે, નરસિંહ મહેતાના કાકા પરવતદાસ જેવી વૈષ્ણવ વ્યક્તિ થઈ ગયા છતાં અને નરસિંહના કાકાના વંશજોની વંશાવલિ, વંશપરંપરાગત ઉતરી આવેલું સાહિત્ય, આદિ હયાત છતાંયે તેનો કાળ વિચારવાની જરૂરત જ ન વિચારે, 'નરસિંહના કોયડા'નો ઉત્તર અપાય છતાં તેનો યે વિચાર જ ન કરે તે વકીલનો વાદ કેટલો માન્ય લેખાય, એ સમજુ સાહિત્યરસિકે પોતે જ વિચારવા જેવું છે.

વિભૂતિઓને પણ આકર્ષી તેમ સત્કારી છે અને તેમની પીઠો તેમ પ્રેરણાઓને ચિરંજીવપણું અપાવ્યું છે, એટલું જ નહીં પણ વિઠ્ઠલનાથનું પંઢરપૂર દક્ષિણની દ્વારિકાનું પવિત્ર નામ પામી ચૂકેલું હતું ( શ્રી એકનાથ ભાગવત ૨૯, ૨૪૩ ), ત્યારે ગુજરાતતળની એવી વિભૂતિઓની પીઠો તેમ પ્રેરણાની વિગતવારી તવારીખથી ગુજરાત વંચિત રહ્યો છે. તેમ જ ગુજરાતી ભાષા અને સાહિત્ય આ કાળમાં સારી રીતે ખીલ્યાં છે, પણ તેની ઉદ્ભાવક પ્રેરણાઓ અને પ્રેરકો જાણવામાં નથી, અને તેથી જ આ સવાલ ઉભો થાય છે ? વળી ગુજરાતના આ મધ્યકાળના ( વિ. સં. ૧૪ થી ૧૫ મી સદીના ) જૂની ગુજરાતીના સાહિત્યમાં ઉપર જણાવ્યું તેમ કેવળ વિષ્ણુભક્તિ નથી, પણ અન્ય દેવભક્તિઓ પણ પ્રતિષ્ઠા પામેલી છેઃ સાક્ષરશિરોમણિ ગોવર્ધનરામ કહે છે તેમ "દેવકથા, દેવરહસ્ય અને અધ્યાત્મવિષયની રમણીય ફુલગુંથણી" પ્રકટેલી છે. આ સહુ આંદોલનો કેવળ બહારથી આયાત થયલાં નથી, પણ અંદરનાં આંદોલનો તેમ બહારનાં આંદોલનોનાં સંઘર્ષણ અને સંમિશ્રણનું પરિણામ છે, એમ ઐતિહાસિક અવલોકનથી વિચારતાં સમજાય છે.

ગુજરાતમાં ભક્તિમાર્ગના પ્રસારમાં ત્રણ અસરો–પ્રવૃત્તિઓ મુખ્યત્વે કામે લાગેલી છેઃ (૧) સાંપ્રદાયિક અને શાસ્ત્રનિર્દિષ્ટ ઉપદેશની પરંપરાથી ચાલી આવતી અને સામયિક નવનવું સ્વરૂપ લેતી, પ્રવૃત્તિ; (૨) પૌરાણિક ધર્મોપદેશની પ્રવૃત્તિ, અને (૩) સંતમહંતાદિની લોકધર્મના ઉપદેશની પ્રવૃત્તિ. વૈદિક ધર્મને આ ત્રણે પ્રવૃત્તિઓએ વિકસાવી તેમ વિકૃત કરી અનેક શાખાઓમાં પાંગરાવ્યો છે; તેથી એ ત્રણેનું અહીં ક્રમેક્રમે અવલોકન કરવું ઉપસ્થિત થાય છે.

**શંકરાચાર્ય અને વૈદિક ઉપાસનામાર્ગને અવકાશ**

હિન્દમાં ઐતિહાસિક કાલ વિચારતાં સંપ્રદાયપ્રવૃત્તિ કુમારિલ ભટ્ટથી આરંભાયલી સમજાય છે. તેમના સુવિખ્યાત શિષ્ય શંકરાચાર્યની દિગ્વિજયપ્રવૃત્તિએ ધર્મના તેમ જ હિન્દુ સમાજના બંધારણ અને લોકમાનસમાં અદ્ભુત અને અપૂર્વ પરિવર્તન કીધું છે. શંકરાચાર્યના સમયમાં ગુજરાતે ચાર શાંકર પીઠોમાંની, બે પૂર્વપશ્ચિમ વૈષ્ણવ પીઠોમાંની એક મહત્વની પૂર્વપદેશની સુપ્રસિદ્ધ

શારદાપીઠ દ્વારકામાં શ્રીદ્વારકાનાથની સન્નિધિમાં સ્થપાય તેટલી મહત્તા અને પ્રતિષ્ઠા સિદ્ધ કરી હતી, એટલું જ નહીં પણ શંકરાચાર્યની પછીના અન્ય વૈષ્ણવાદિ સંપ્રદાયોના આચાર્યો, સંતમહંતો દ્વારકાને મહાતીર્થ માનતા અને તેની આવશ્યક યાત્રાથી પોતાને કૃતાર્થ લેખતા હતા. હિન્દની સાત મોક્ષદાયિકા પુરીઓમાં દ્વારકાની ગણત્રી કંઈ નહીં તો પુરાણકાળમાં-થી થઈ ચૂકી હતી. ગિરનાર, પ્રાચી સરસ્વતી, પ્રભાસ અને સોમનાથ પણ સમસ્ત ભરતખંડમાં એવી જ પંક્તિ પામી ચુકયાં હતાં. તેમ શંકરના પૂર્વે વૈદિક બ્રાહ્મણ ધર્મ સામે બંડ રૂપે ઉઠેલા બૌદ્ધ અને જૈન ધર્મોએ જનસમૂહોનાં અને તેમાંયે સ્ત્રી, વૈશ્ય અને શૂદ્ર—એ વર્ગો, જેઓ તે જમાનાના પ્રચરિત વર્ણાશ્રમધર્મથી પોતાને ખામુખા ઘોર અન્યાય થયલો અને પ્રભુભક્તિથી, મોક્ષપ્રાપ્તિ પરાઙ્મુખ કરાયલા માનતા હતા તેમનાં હૃદયમાં મોક્ષની વાંચ્છના, આત્મજ્ઞાનની પીપાસા, અને લોકધર્મ(National religion )ની લાલસા પણ જાગૃત કરી હતી, એટલું જ નહીં પણ સંઘ મહાજનો દ્વારા એ ન્યાય્ય પીપાસા સંતોષવાના રાજમાર્ગ ખુલ્લા કર્યા હતા. એ બન્ને ધર્મોની અસર વૈદિક ધર્મ ઉપર વિશેષ વ્યાપક તેમ કારગત થઈ હતી. ગુજરાતે તેને જામવાને ઊંડો અનુકૂળ અવકાશ કરી આપ્યો હતો.

પરંતુ કાળબળે એક પાસ શંકરના સમયપૂર્વે બૌદ્ધ ધર્મનાં આચાર્યસ્થાનો અને સાધુસાધ્વીઓના મઠોમાં વિકારો અને મલિન વિષયવાસનાઓએ ઘર કર્યા હતાં, બહુધા માંત્રિક તાંત્રિક ક્રિયાઓ પામર જીવનના અસદ્ હેતુ અર્થે આચરાતી હતી અને તેથી કરીને બૌદ્ધ ધર્મે હતતેજ થઈ પોતાની સારી અસરો તેમ કાર્યોનાં તેજ ગુમાવવા માંડયાં હતાં તેમ અનીતિની ગર્તા વોહોરવા માંડી હતી. એના હીનયાન પંથ અને મઠો જનસમાજને અધોગતિમાં આણવામાં સાધનરૂપ થયા હતા. બીજી પાસ વૈદિક બ્રાહ્મણધર્મ પણ વિશૃંખલ થયો હતો, જડ નિર્વીર્ય કર્મઠપણું ઊંડું જામ્યું હતું; જન-સમૂહોમાં એ કર્મક્રિયાઓ અશ્રદ્ધાસ્પદ, ખરભારરૂપ થઈ પડી, માંત્રિક

અને તાંત્રિક વિદ્યાઓએ ઘર કર્યું એટલું જ નહીં પણ મેલી વિદ્યાઓ અને પ્રયોગો દૃઢમૂલ થયાં, અને કેટલાક અનાચારોના અતિરેકો અને અભિચારોને સ્થાન આપતા ભૈરવ, શાક્ત, સૌર, વામાચાર આદિ માર્ગો અને પંથોએ અવૈદિક સ્વરૂપ લઈ સદંતર અનધનં સમાજસ્થિતિ કરી મૂકી હતી. શંકરે આ બન્ને પાસની હીન-અધમ અસરોનું ઉન્મૂલન કરવાનાં પ્રચંડ મથન તેમ મંથન પણ કર્યાં. તેમણે દિગ્‌વિજય કરી આ સહુનું પરિમાર્જન કીધું, તેમ વર્ણાશ્રમ ધર્મનું પુનરૂજ્જીવન કરી, કર્મમાર્ગની અતિશયિતા તોડી, અદ્વૈત વેદાન્તમાર્ગ-જ્ઞાનમાર્ગની સર્વોપરિતા સ્થાપી.

આમ તેમણે જેમ જ્ઞાન મેળવી શકે એવા ઉચ્ચ વર્ણોની ધર્માભિલાષાને સંતોષી, તેમ વ્યવહારશીલ વૈશ્ય, શૂદ્ર, અને સ્ત્રી એ વર્ગોની જનસામાન્ય ધર્મપીપાસાને પણ કેટલેક અંશે સંતોષી. તેમણે યજ્ઞયાગાદિ કર્મઠ ક્રિયાઓથી જ મુક્તિ મળે છે, એ ભાવના જેમ શિથિલ કરી તેમ નિદિધ્યાસન અને જ્ઞાનથી મુખ્યત્વે મુક્તિ મળી શકે છે, એ સિદ્ધાન્ત સ્થાપ્યો. પરન્તુ અનુભવના બળે શંકરનેય લાગ્યું કે ઉચ્ચજ્ઞાનાધિકારે વ્યવહારશીલ જનો પહોંચી નહીં શકે, "નિર્ગુણ બ્રહ્મ લોકની બુદ્ધિમાં આરુઢ થઈ શકતું નથી, સગુણ બ્રહ્મની ઉપાસનાની" તેમની તૃષ્ણા તૂટી શકતી નથી, તૂટવાની નથી, એટલે તેમણે ભક્તિને પણ મોક્ષ-જ્ઞાનની સાધનસામગ્રીમાં વિશેષ ગુરુત્વવાળી લેખી.[૧૬] વિષ્ણુ, શિવ, શક્તિ, સૂર્ય અને ગણપતિ -એ સર્વમાન્ય સગુણ બ્રહ્મરૂપની ઉપા-

---

૧૬ જુઓ, શંકરાચાર્યનો વિવેકચૂડામણિઃ શ્લો. ૩૧ **मोक्षसाधन सामग्र्यां भक्तिरेव गरीयसी,** ( અહીં **ज्ञान** પાઠ मोक्ष-ને બદલે છે. ) "જ્ઞાન-શાસ્ત્રમાં પ્રજ્ઞાના અથવા બુદ્ધિના વૈશદ્યને મુખ્ય સાધન માન્યું છે; છતાં ભક્તિની સાધન તરીકે તો ગણના કરવામાં આવી છે, એટલું જ નહીં -પણ જ્ઞાનસાધનસામગ્રીમાં ભક્તિને મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે." જુઓ સા. નર્મદાશંકર દેવશંકર મહેતાનું "દયારામ કવિ હતા, પણ ભક્ત હતા?" એ વ્યાખ્યાન.

સના કરવાનો માર્ગ મોકળો કર્યો; ટૂંકમાં પંચાયતન દેવપૂજાનો, દેવભક્તિનો સ્માર્ત માર્ગ સ્થાપ્યો; અને તે તે મુમુક્ષુઓને " તે તે રૂપે સગુણ બ્રહ્મની ઉપાસના કરવાની છૂટ આપી." પરિણામે " તેમના દેહપાત પછી એની મેળે તે તે પંથ જાગ્યા, પણ એ સર્વ પંથના મૂળમાં શુદ્ધ શાંકર સિદ્ધાન્તો કાયમ રહ્યા.[૧૭]"

ટૂંકમાં શંકરાચાર્યે જીવબ્રહ્મની એકતા, જગત–સંસારની અસારતા, જ્ઞાન, વૈરાગ્ય અને ત્યાગની આવશ્યકતા, કર્મ તથા વર્ણભેદની નિરર્થકતા એ વેદાન્તસિદ્ધાન્તો સ્થાપ્યા; જે પછી હિન્દુ સમાજના ઊંડામાં ઊંડા તલ સુધી પ્રવેશ પામી ચૂકયા; અને તે સાથે સગુણ બ્રહ્મની ઉપાસનાના માર્ગને પણ અનુભવથી ઠીક ઠીક અવકાશ કરી આપ્યો, અને તેટલે અંશે તેમણે પ્રભુપ્રાપ્તિની સ્વાભાવિક લોકતૃષ્ણાને સંતોષી ખરી. પરંતુ સંન્યાસપ્રધાન જ્ઞાન એ જ મોક્ષસાધન, એ લક્ષણ કાયમ કર્યું; જે બ્રાહ્મણ સિવાય અન્ય વર્ણને રૂચે તેવું ન નીવડયું; તેમ બ્રાહ્મણોનો ઈજારો અને આધિપત્ય અનિવાર્ય–અપરિહાર્ય રહ્યાં, વર્ણ-ભેદની અસહ્યતા પણ લગભગ તેવી જ ચાલુ રહી, અને અદ્વૈત મતનો પસારો પસરતાં ભક્તિમાર્ગને ધક્કો લાગતો જ રહ્યો.

**શૈવમાર્ગ અને શિવભક્તિ**

શંકરાચાર્યે અદ્વૈતભાવને સંસ્પર્શતા પંચાયતન પૂજનને અપનાવ્યું અને સ્માર્ત ધર્મ સ્થાપ્યો; પરંતુ તેઓને આ સહુમાં અદ્વૈત ભાવ જ હતો, કોઈ ખાસ સંપ્રદાયનો તેમને આગ્રહ ન હતો, હોઈ પણ ન શકે, એટલું જ નહીં પણ નિર્ગુણ બ્રહ્મવાદી હોઈને કોઈ પણ સંપ્રદાયના પ્રવર્તક થવાની ઇચ્છા તેમનામાં હોય એ કલ્પી શકાતું નથી જ. છતાં શૈવસંપ્રદાયીઓ તેમને શૈવ માર્ગપ્રવર્તક લેખે છે અને તેથીયે આગળ વધીને શિવાવતાર પણ માને છે.

---

૧૭ જુઓ બોમ્બે ગેઝેટીયર વો. ૯, ભા. ૧, પા. ૫૩૨: તથા વસંત, વર્ષ ૪, અં. ૭, સંવત ૧૯૬૧; આચાર્યશ્રી આનન્દશંકરનો "નરસિંહ–મીરાં, એ જ્વાલાઓ કયાંથી ?" એ લેખ.

ગુજરાતમાં શ્રીદ્વારકાનાથની છાયામાં, વૈષ્ણવ ધામમાં શારદાપીઠ સ્થપાતાં પ્રથમ તો સ્માર્ત સંપ્રદાય જામ્યો. પરંતુ શંકરના દેહપાત પછી, તેમની અસરથી દબાયલા વિવિધ પંથો પાછા ફૂટી નીકળ્યા, તેમ નવા ફણુગા રૂપ નવનવીન પંથો પણ પ્રકટયા. મુખ્યત્વે પાશુપત શૈવ મતનું પરિબળ પુનઃ વિશેષ પ્રકટયું. નર્મદા—રેવાજીનો સળંગ તટ અને તે ઉપરનાં તીર્થો શિવાલયોથી છવાયાં, ગંડકીના કંકર તે શાલીગ્રામ તો પછીથી થયા હશે પણ નર્મદાના કંકર તે શંકર તો થયા, ગંગાજીના જેટલી જ નર્મદાજીની યાત્રા પવિત્ર તેમ અત્યાવશ્યક થઈ, ઉપરાંત પ્રાચીનતર સોમનાથની અદ્રિકેદારનાથ, રામેશ્વર આદિ દ્વાદશ જ્યોતિર્લિંગો જેવી, કે તેથીયે વિશેષ ખ્યાતિ જામી. ગુજરાતીઓ જ નહીં, પણ આખા હિન્દભરમાંથી પશ્ચિમે ઠેઠ કાશી અને દક્ષિણે ઠેઠ રામેશ્વરથી પુષ્કળ પરિક્રમાવાસીઓ અને હજારોની સંખ્યામાં યાત્રાળુઓ પ્રતિ-વર્ષ આવતા થયા. ત્યાંનો પાશુપત મઠ એક વેળા મહતી ખ્યાતિ-વાળો હતો. સોમનાથની આ ચતુર્દિગંત પ્રતિષ્ઠા ઇ. સ. ના ૧૪ મા શતકના અંત પર્યંત ટકી રહી; અને તે એવી કે મુસ્લીમ શાહો દિલ્હીથી એને ધરાશાયી કરવાને દોડયા જ આવતા હતા. સોલંકી અને વાઘેલા રાજ્યકાળમાં શૈવ સંપ્રદાય રાજધર્મ થયો હતો અને સોમનાથ એ રાજમંદિર થયું હતું. પાશુપત મતનું કેન્દ્રસ્થળ કાયાવરોહણ–કારવણ (મીઆંગામથી ૮ મૈલ) પવિત્રતમ શૈવ તીર્થ લેખાતું હતું તેમ જ અન્ય સ્થળોનાં શિવમંદિરો પણ લગભગ એટલાં જ સંમાન્ય હતાં. વળી ગુજરાતનાં ઘણાંખરાં ગામડાં શિવાલયથી સનાથ થયા વિના રહ્યાં ન હતાં. શંકરાચાર્યને ગુરૂ માનતા દશનામી ગોસાંઇઓ અને અતીતો, તેમ ભારથી, વેરાગી, જંગમ અને અઘોરીઓના પંથ પણ વિસ્તર્યા હતા; અને એક કાળે આ સહુ શૈવ પંથીઓના અનુયાયીઓ રાજાઓને લશ્કરી સહાય આપી વિજયનું પલ્લું નમાવતા હતા. ભોળા ભીમદેવ આદિના રાજકાળમાં આ અતીતો સૈનિક બળને અંગે સત્તાશીલ થયા હતા.

આમ શિવભક્તિ ગુજરાતમાં જામી તે વેળા દક્ષિણમાં પણ પ્રવર્તી હતી.ત્યાં આ આરસામાં વીર શૈવ લિંગાયત મત પણ જામવા લાગ્યો હતો. ગુજરાતમાં લગભગ બધાયે બ્રાહ્મણો અને તેમાંયે મુખ્યત્વે નાગરો અને નાગરવાણીઆ વગેરે સ્માર્ત–શૈવ હતા, તેમ રાજપુત, સોની, કંસારા, દરજી આદિની તેમ જ અતીત, ગોસાંઈ, વેરાગી, જંગમ, આદિ સાધુઓની જ્ઞાતિઓ શૈવ મતની હતી. એટલે તેમના અંતરાત્માને આનંદતું શિવભક્તિનું સાહિત્ય, કંઇ નહીં તો પદાવલીઓ પણ રચાયેલ હોવી જોઇએ, પરંતુ તેનો મોટો ભાગ કાળનો કોળીઓ બન્યો. છતાં ઉપર જણાવ્યું તેમ નરસિંહ, ભીમ આદિનાં શિવારાધનનાં સૂચનો, ભાલણાદિની કૃતિઓ અને કંઠસ્થ સાહિત્ય તેના અસ્તિત્વને સિદ્ધ કરી રહ્યાં છે.

**શક્તિભક્તિ**

શૈવ મત સાથે શક્તિભક્તિ પણ આ અરસામાં ટકાવ કરી શકી હતી; ગુજરાતની મુખ્ય જાતિઓ–નાગર, બ્રાહ્મણ, બ્રહ્મક્ષત્રિય, વાણીયા આદિની ઇષ્ટદેવી શક્તિ હતી અને તેમનાં પુરાતન દેવાલયો અને વ્રતોત્સવો શક્તિભક્તિના સાહિત્યસંવર્ધનની હયાતી સૂચવે છે જ. માર્કંડેય પુરાણમાંની સપ્તશતીએ તથા દેવીભાગવતે જૂની ગુજરાતીના સાહિત્યમાં ચિરંજીવતા મેળવેલી સુપ્રસિદ્ધ છે.

**નરસિંહની પૂર્વે વૈષ્ણવધર્મનો પસારો**

આ તો જાણે સ્માર્ત મત અને તેના ફાંટાઓની વાત થઈ; કે જે સ્માર્તમતના અનુયાયીઓ વિષ્ણુપૂજક હતા અને વૈષ્ણવી સાહિત્યને સત્કારનારા હતા, નહિ કે તિરસ્કારનારા. હવે ભાગવત વૈષ્ણવ સંપ્રદાયોનો વિચાર કરીશું. ભાગવતનો મૂળ અર્થ તો ભગવાન્ પ્રત્યે અવિરત પ્રેમ ધરાવનારો, એ છે; હાલ જેમ સમજાય છે તેમ કેવળ વૈષ્ણવ, અને તેય વાલ્લભી વૈષ્ણવ નહીં; શૈવો અને શક્તિના ઉપાસકો પણ માત્ર ભાગવત જ નહીં, પણ પરમ ભાગવતો લેખાયા છે. દેવી ભાગવત એમનું પુરાણ છે; જૈનો પણ ભાગવતી દીક્ષાના ભોક્તા લેખાયા છે. છતાં હાલમાં લક્ષણાથી

ભાગવત એટલે વૈષ્ણવ લેખાય છે. ગુજરાતમાં આ ભાગવત વૈષ્ણવ ધર્મ ઘણો પ્રાચીન છે, તે વિષે કશો શક નથી. ગુજરાતના ગુપ્ત રાજાઓનાં 'પરમ ભાગવત 'નાં બિરૂદ, ગિરનાર પાસેનું પ્રાચી સરસ્વતીનું તીર્થ, 'ચક્રધરગૃહ,' શિશુપાલવધ કાવ્ય, આદિ એની પ્રાચીનતા સિદ્ધ કરે છે તેમ યાદવવંશી ચૂડાસમા ગોહિલોની વિષ્ણુભક્તિ, દ્વારકાંના ડાકોરનાથ રણછોડ, ઉના પાસેનું ગુપ્ત પ્રયાગ, પ્રાચીના તુલસીશ્યામ પણ ઇ. સ. ના દશમા શતકમાં ગુજરાતમાં વૈષ્ણવ ભક્તિ સંગીન પ્રમાણમાં હોવાનું સૂચવે છે. એટલું જ નહીં પણ વર્ષભરમાં વૈષ્ણવ પર્વ–ઉત્સવોને દિને મોટી મોટી સંખ્યામાં સંઘો દ્વારકાં સીધારતા;રામાનુજીઓ અને નામદેવ, રામાનંદ આદિ સંતો તેના યાત્રીઓ હતા; અને નરસિંહ મહેતા, પર્વત મહેતા, વિષ્ણુદાસ ભીમ આદિ ભકતો એ સંઘમાં નિયમિત જતા. વળી દ્વારકાના રણછોડની પુષ્ટાવેલી પ્રતિમા પર્વત મહેતે વિ. સં. ૧૫૦૫માં માંગરોલમાં પધરાવી હતી, તેમ જૂનાગઢમાં પણ રણછોડજી સ્થપાયા હતા. પંઢરપુરની વિઠોબાની મૂતિ દ્વારકાના રણછોડની પુષ્ટાવેલી મૂર્તિ હોવાની કિંવદંતિ છે.[૧૮] ઉપરાંત ગુજરાતમાં વૈષ્ણવ ધર્મનું સંસ્કૃત, પ્રાકૃત અને જૂની ગુજરાતીનું સાહિત્ય બહુલ[૧૯] છે.

---

૧૮ શાસ્ત્રીજી દુર્ગાશંકર કેવળરામના "વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ"માં પાને ૧૪૧–૨ યે આપેલી પિંઢરપુરમાં વિઠ્ઠલનાથની સ્થાપના સંબંધી દંતકથાનું રહસ્ય આ કિંવદંતિને ટેકવે છે.

૧૯ મૂલરાજનો પિતા સોલંકી રાજ કનોજના બીજનો ભાઈ ઇ. સ. ૯૩૦ માં દ્વારકાની યાત્રાએ ગયો હતો, એટલે દ્વારકાનાથ તે સમયે સુપ્રસિદ્ધ હતા, તથા તીર્થધામ દ્વારકા હતું, એ સાબીત થાય છે. મૂળરાજે ઉત્તરના હિંદના ઉદીચ્યોને ભાગવત દાનમાં આપ્યાનું કહેવાય છે. એ વખતમાં અપાયલા ભાગવતની કોઇક કોઇક પ્રતિ કાશીમાં કેટલેક સ્થળે મળે છે.ચૈતન્યને પ્રેરણા આપનાર **कृष्णकर्णामृत** ગ્રંથ દ્વારકામાંથી મળ્યો હતો. રાધાકૃષ્ણની ભક્તિ અપભ્રંશ સાહિત્યમાં ગુજરાતી કવિઓએ ગાઈ છે. જુઓ બીજી સાહિત્યપરિષદ્‌નો રીપોર્ટ, પ્રમુખ સાક્ષર શ્રી દિ. બ. કેશવલાલ હ. ધ્રુવનું ભાષણ;વળી સ્વ. સાક્ષર શ્રી તનસુખરામ ત્રિપાઠીનો 'મીરાંબાઇનું ચરિત્ર' એ લેખ બૂ. કા. દો. ભા. ૭.

આમ નરસિંહ મહેતાના સમયની પૂર્વે, વિષ્ણુભક્તિ અને કૃષ્ણુભક્તિ પણ સારી રીતે પ્રચલિત હતી. જૂનાગઢનું દામોદરજીનું મંદિર નરસિંહના સમયના રાજા મંડલિકના પિતાએ બંધાવ્યું હતું.[૨૦] તેની મા આરૂઢ વૈષ્ણવ હતી, અને હારપ્રસંગે નરસિંહને સહાયતા દીધી હતી.[૨૧] દ્વારકાંની વૈષ્ણવપીઠના શંકરાચાર્યોએ વૈષ્ણવ ધર્મનો ઉપદેશ કર્યાનું સ્વ. શાસ્ત્રીજી વ્રજલાલ કહે છે.[૨૨] સહજસિદ્ધ "આશુતોષ" શંકરનું શરણું શોધનાર નરસિંહ મહેતાને તે કાળના શંકરાચાર્યે દ્વારકામાં મીલન થતાં તેમ પછીથી જીર્ણદુર્ગમાં તેઓ પધાર્યાં ત્યારે વિષ્ણુભક્તિ ઉપદેશી હતી. શંકરાચાર્યોને વિષ્ણુના વિરોધી માનવામાં ભયંકર પ્રમાદ થાય છે; નારાયણ તો તેમના પરમ ગુરુ છે. **ॐ नमो नारायणाय** એ તેમનો આદેશ છે. પંચાયતન પૂજામાં પણ વિષ્ણુપૂજન મુખ્યત્વે છે; વૈષ્ણવ વ્રતો તેઓ કરે છે. આદ્ય તેમ જ તેમના અનુયાયી શંકરાચાર્યોએ પરમ બ્રહ્મરૂપે વિષ્ણુનાં સ્તોત્રો રચ્યાં છે એ જ તેની જ્વલંત સાબીતી છે. શાંકર મધુસૂદન સરસ્વતી પરમ વૈષ્ણવ હતા, શીતલ કૃષ્ણુભક્તિના પ્રવર્તક હતા. દ્વારકા એ મોટી વૈષ્ણવી શાંકરપીઠ હતી અને છે. વિષ્ણુભક્તિનું પ્રાચીન સંસ્કૃત સાહિત્ય પણ મોજુદ હતું; દેવાલયો પણ હતાં; ભાગવત અને ભગવદ્ગીતાને માનનારા વૈષ્ણવ ભકતો પણ હતા. એટલે ગુજરાતમાં નરસિંહ મહેતા અગાઉ પ્રસરેલી વિષ્ણુભક્તિ કેવળ અર્વાચીન વૈષ્ણવ સંપ્રદાયોનું જ પરિણામ નથી, કેવળ

---

ભાગવત. ગીતગોવિન્દ, વિષ્ણુભક્તિકલ્પલતા, વિષ્ણુભક્તિચન્દ્રોદય (સોળકલા) જેવા વિષ્ણુભક્તિના સંસ્કૃત ગ્રંથોની અસર વિ. સં. પંદરમા શતકમાં હતી.

૨૦ માંડલિક કાવ્યમાં તેનો ઉલ્લેખ છે; તેમ દામોદરજી આગળનો શિલાલેખ પણ એમ કહે છે.

૨૧ જુઓ હારમાળાનાં તેમ 'હારસમે'નાં પદના અંતભાગનાં પદો.

૨૨ જુઓ "ગુજરાતી"નો દીવાળીનો સં. ૧૯ નો અંક, શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસનો લેખ પાનું. શાસ્ત્રીજીએ તો મહેતાજીનાં પદો ઉત્સવ–ઉત્સવનાં કેમ વિકસ્યાં તેય સાથે સાથે જણાવ્યું છે.

કૃષ્ણભક્તિ કે રાધાકૃષ્ણ ગાનનું જ પરિણામ નથી, પણ તેમાં પુરાણીઓના તેમ જ સંન્યાસી, સાધુ, મહાત્મા, સંતમહંતો આદિના સદય પરિશ્રમભર્યા ઉપદેશનો તથા વિદ્વાન્ ધર્મજ્ઞ અને લોકહૃદયજ્ઞ સાહિત્યસર્જકોનો પણ કાંઈ ઓછો હિસ્સો નથી.

**વિષ્ણુવર્ધન અને તેમના અનુયાયીઓની વિષ્ણુ-ભક્તિનું પ્રવર્તન**

શંકરાચાર્ય પછી વૈષ્ણવ સંપ્રદાયના નામાંકિત આચાર્ય રામાનુજ, વિખ્યાત વિષ્ણુવર્ધન તામીલ પ્રદેશમાં પ્રકટ્યા. ભાગવત પણ (સ્કં. ૧૧. અ. શ્લો.૩૮-૪૦) દક્ષિણમાં ભક્તિમાતાને પોષણ મળ્યાનું કહે છે. આ વૈષ્ણવ ભક્તિ અને તેની અસરો સીધી ગુજરાતમાં આવી કે એણે ગુજરાતમાં સુષુપ્ત દશામાં રહેલી વૈષ્ણવભક્તિને જાગૃત કરી બહલાવી એ વિચારવા યોગ્ય છે. એ તો ગુજરાતનો ધાર્મિક ઇતિહાસ લખાતાં નક્કી થશે ત્યારે ખરૂં; પરંતુ રામાનુજી સંપ્રદાયે અને તેમના અનુયાયીઓએ પ્રવર્તાવેલા વૈષ્ણવ પંથો શ્રીકૃષ્ણ અને શ્રીરામની ભક્તિના પંથોની અસર ગુજરાતની શ્રદ્ધાળુ જનતા અને સાહિત્ય ઉપર સબળ થયલી જણાઈ છે. ગુજરાતના ભંડારોમાંથી ૪૦૦-૫૦૦ વર્ષના જૂના સંખ્યાબંધ ગ્રંથો આ સંપ્રદાયના મળ્યા છે. શંકરાચાર્યે સગુણબ્રહ્મની ઉપાસના-ભક્તિને સારો મોકળાશ કરી આપી હતી ખરી, પરંતુ તેમણે ઉપદેશેલો ત્યાગ-નિવૃત્તિ-વૈરાગ્યમાર્ગ તેમ વર્ણાશ્રમ ધર્મના અનુષ્ઠાનને સત્કારતા સંન્યાસપ્રધાન જ્ઞાનમાર્ગ માટેના અધિકારની વિષમતા અને સંકુલતા સંસારી વ્યવહારી જનતાને રુચ્યાં ન હતાં. તેમને જોઇતા ભક્તિના રાજમાર્ગ મોકળા થયા નહતા અને જે કૈંક માર્ગ ખુલ્લા થયા હતા તેની વિકટતા કમી થવાને બદલે ઉલટી ઉત્કટ થઇ હતી. ટુંકમાં તેમની ભક્તિભૂખ અને મુક્તિતૃષા શમી નહીં, પણ ઉલટી સમયબળથી એ વધી અને પ્રજળી પણ ઉઠી. શિવભક્તિ તેમ શક્તિભક્તિમાં ભયપ્રેરિત પ્રેમને સ્થાન છે. સંયમ અને તપશ્ચર્યાને સંપૂર્ણ અવકાશ છે. આ સહુ નિવારવાને ભાગવતસંપ્રદાયપ્રવર્તક

રામાનુજે ( ઇ. સ. ૧૦૧૬–૧૧૩૭ ) પ્રેમ, શ્રદ્ધા અને આશા ઉપર ખાસ ઝોક મૂકયો. પ્રભુપ્રાપ્તિમાં ઉચ્ચ વર્ણના અધિકારની અગત્ય કંઈ નહીં તો સિદ્ધાન્ત પૂરતી શિથિલ કરી, સર્વ વર્ણો અને વર્ગોની સમાનતાનું ધોરણ સન્માન્યું, " કર્મયોગ અને જ્ઞાનયોગ વગેરે મોક્ષનાં સાધન ભક્તિદ્વારા જ ઉપયોગી, એટલે ગૌણ અને મુખ્ય સાધન તો ભક્તિ અને પ્રપત્તિ " જ હોવાનું, ઈશ્વર–નારાયણનું અનન્યભાવે સતત ધ્યાન વા ચિંતન કરનાર પ્રપન્ન ભક્તનું પ્રીતિવશ, ભગવાન્ યોગક્ષેમ આપોઆપ વહે છે; ભક્તનો પ્રયત્ન થતાં પ્રભુ અનુગ્રહ કરે છે, જીવોના ઉદ્ધાર અર્થે જૂદે જૂદે કાળે, જૂદે જૂદે આકારે અવતાર લે છે; જીવે વિષ્ણુમાં મળવું કે તેના જેવા થવું કે સદા વૈકુંઠમાં આનંદમાં વાસ કરવો એ મુક્તિ છે; એ સિદ્ધાન્તો સ્થાપ્યા.

આટલું છતાં રામાનુજી સિદ્ધાન્તમાં પ્રેમલતા શ્રદ્ધા, અને આશાને સંપૂર્ણ આવકાશ નથી, ભકતે આત્માની શુદ્ધિ માટે કર્મયોગ સાધવો રહે છે, તપશ્ચર્યા આદિ આદરવાં રહે છે, તેમ જ્ઞાનયોગનો અધિકાર મેળવવો રહે છે. રામાનુજનો નારાયણ અને શ્રી લક્ષ્મીની ઉપાસનાનો માર્ગ શ્રીસંપ્રદાય કહેવાય છે. જોકે તેમણે વર્ણભેદ અને અધિકારભેદ શિથિલ કરવાને ભક્તિસિદ્ધાન્ત ઉપદેશ્યો, ગીતામાં પ્રતિપાદન કરેલો સ્ત્રી, વૈશ્ય, શૂદ્ર આદિ પ્રાકૃત વ્યવહારમગ્ન જનોને માટે પ્રભુપ્રાપ્તિ–પ્રપત્તિનો રાજમાર્ગ મોકળો દેખાડયો ખરો, પરંતુ વ્યવહારમાં તેને જોઈતું બળ આપી શકયા નહીં, પણ ઉલટું સંકુલ ક્રિયાકર્મો, યજ્ઞયાગાદિ, વેદપઠન, વર્ણાશ્રમ ધર્મનું અનુષ્ઠાન અને જ્ઞાન-સંપાદનની અગત્ય, જે પામર વ્યવહારશીલ જનતાને સાલતી હતી તે તો તેમણે કાયમ જ રાખી હતી, આત્મજ્ઞાન–મુક્તિની સિદ્ધિને અર્થે એ સહુ તેમણે અગ્રે કરી હતી; તેમના મતે આ ત્રણ વર્ણો જ તેમણે પ્રતિપાદેલી ભક્તિને અનુસરી શકે તેમ હતું; શૂદ્રાદિની ભક્તિ-તૃષ્ણા તો અપરિતૃપ્ત રહી હતી.

એનું પરિણામ એ આવ્યું કે રામાનુજે ભક્તિમાર્ગને આપેલું વૈદિક,

શુદ્ધ બ્રાહ્મણધર્મનું ઉદાર રૂપ તેમના કેટલાક અનુયાયીયોને જ ન રૂચ્યું. અને તેમણે સર્વસામાન્ય લૌકિક રૂપ આપવા નવો ફાંટો કાઢયો. મૂળ માર્ગ ઉત્તરજ્ઞાની-વદકલઈ અને આ નવો માર્ગ દક્ષિણજ્ઞાની-તેનકલઈ લેખાયો. મોક્ષ મેળવવામાં મનુષ્યપ્રયત્ન અને ઈશ્વરાનુગ્રહના બલાબલ સંબંધમાં જ મુખ્યત્વે આ બન્ને શાખા વચ્ચે ફેર છે. વદકલઈ પંથી ભકતે કેવળ અનન્યભાવે ઈશ્વરશરણ થઈ હાથપગ જોડી બેસી રહેવાનું નથી. વાંદરી જેમ પોતાને પેટે વળગી રહેનાર બચ્ચાને ઝાડની શાખાપ્રશાખાઓ કૂદીને, ભયમાર્ગ વટાવતી સહીસલામત સ્થાને પૂગાડે છે, તેમ ભકતે ચોક્કસ સાધનો-ચિત્તશુદ્ધિ. ઐકાન્તિક ભક્તિનું અનુપાલન કરી ઈશ્વર-વિષ્ણુને શરણ થવાનું છે, તેને ચિવ્વટપણે એકાગ્રતાથી વળગી-ઝપટી રહેવાનું છે, અને તેમ થતાં ભગવાન્ દેહપાત પછી સાક્ષાત દર્શન-મુક્તિ આપે છે. પરંતુ તેનકલઈ પંથીની માન્યતા એ છે કે અનન્યભાવે ઈશ્વરશરણાગતિ લીધી, એટલે તેને કાંઈ જ કરવાનું નથી. બિલાડી જેમ મોં વતી પકડીને પોતાનાં બચ્ચાંને સહીસલામત સ્થળે પૂગાડે છે તેમ ભકતે તો કેવળ ઈશ્વરશરણ થવું રહ્યું અને ભકતને તારવાની સઘળીયે ચિંતા ઈશ્વરને જ રહી. તેણે ચિત્તશુદ્ધિ તેમ ઈશ્વરશરણતા અર્થે ક્રિયા-સાધનોના અનુપાલનની ઝાઝી માથાઝીક કરવાની નહીં, પ્રભુ અનન્યભાવ જોઈ તેને સાક્ષાત્ દર્શન-મુક્તિ તે જ દેહમાં આપે જ, દેહપાત પર્યંત તેને ટંગાવું પડતું નથી. વદકલઈ પંથમાં શૂદ્રાદિ તરફ વ્યવહારમાં સમભાવ સાચવવાનું હતું પણ આચારપાલનમાં સમાન ભાવ આચરવાનું નહોતું, ખાનપાનાદિ તેમની દૃષ્ટિએ ન પડે તેમ કરવાનું હતું, તથા મંત્રોપદેશમાં પણ પ્રણવોચ્ચારનો અધિકાર શૂદ્રાદિને નહોતો. આવો વર્ણભેદ રામાનુજીના અનુયાયીઓને સાલ્યો અને તેમણે ઉપર જણાવ્યો તેવો તેનકલઈ પંથ સ્થાપ્યો. અને નિમ્બાર્ક, જ્ઞાનદેવ, નામદેવ, રામાનંદે એ ભેદભાવ નિવાર્યો, સ્ત્રી, વૈશ્ય અને શૂદ્ર વર્ગોને અનુકૂળ સરળ ભક્તિપંથ પ્રવર્તાવ્યો અને તે પણ દેવભાષાદ્વારા નહિ પણ દેશલોકભાષા દ્વારા.

ગુજરાતમાં રામાનુજ સંપ્રદાયે ઉચ્ચ મનાતા બ્રાહ્મણ વર્ણ કરતાં અન્ય વર્ણોમાં અને તેમાંયે ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, ભાટ, ચારણ, લોહાણા, માળી, માથુર કાયસ્થ, રાજપૂત, ભરવાડ આદિ ધંધાદારી જ્ઞાતિઓમાં ઊંડું સ્થાન મેળવ્યું હતું, અને હજુયે રામાનુજી વૈષ્ણવોની સંખ્યા એ જ્ઞાતિઓમાં સારી છે; અને તેની શાખા સમાન રામાનંદી, કબીરપંથી, રામસનેહી આદિની સંખ્યા અન્ય વૈષ્ણવો કરતાં વિશેષ હતી અને છે.[૨૩] ખીજડાપંથ, બીજમાર્ગી, અને રામદેપીરનો મત પણ તેની શાખા લેખાય છે. તેમ પાછળથી પ્રવર્તેલો સ્વામીનારાયણ સંપ્રદાય એ રામાનુજી શાખા છે, એને વિશિષ્ટાદ્વૈત સંમાન્ય છે, અને લક્ષ્મીનારાયણ અને સીતારામ તેના પૂજ્ય દેવતા છે. જૈનોનું પરિબળ દક્ષિણમાં રામાનુજ અને તેમના અનુયાયીઓએ તોડયું વા શિથિલ કર્યું છે, ગુજરાતમાં રામાનુજી સાધુઓ કાંઈ ઓછું ઘૂમ્યા નથી. અને કુમારપાળના સમયમાં રામાનુજી વૈષ્ણવ મહંતે જૈનો સામે ટક્કર ભીડયાની દંતકથા પ્રચલિત છે. દ્વારકને કેટલાક રામાનુજીઓ તો મહાતીર્થ લેખી તેની યાત્રા જીવનના સાર્થક્ય માટે અવશ્ય પ્રતિવર્ષ કરતા હતા.

રામાનુજ પછી વિષ્ણુસ્વામીનો **સામ્બસંપ્રદાય** (ઈ. સ. ૧૨૦૦) પ્રવર્ત્યો જણાય છે. ગુજરાતના તે કાળના સંસ્કૃતજ્ઞ વિદ્વાનો તે પ્રતિ આકર્ષાયા હતા. સંત જ્ઞાનદેવ, નામદેવ તેમની શિષ્ય કોટિના મનાયા છે, શ્રી વલ્લભાચાર્યજીને તેમનુંય ગુરુપદ સંમાન્ય હતું, અને તેમનો સંપ્રદાયેય **રુદ્રસંપ્રદાય** કહેવાય છે. વિષ્ણુસ્વામીએ નારદ પાંચરાત્રાદિને આધારે પૂજા અને તેની સામગ્રીઓની વિધિનું તેમ પર્વો અને ઉત્સવોનું પ્રવર્તન કર્યું. નરસિંહ મહેતાનાં પદો વિવિધ વૈષ્ણવ પર્વોને ઉદ્દેશીને વિવિધ ઉચિત રાગઢાળમાં લખાયાં

---

૨૩. જુઓ બોમ્બે ગેઝેટીયર, વો. ૯; ભા. ૧: સને ૧૮૭૨ માં રામાનુજી વૈષ્ણવો ૧૧,૫૨,૮૪૮ નોંધાયા હતા, ત્યારે વાલ્લભી વૈષ્ણવો ૬,૪૭,૨૫૬ નોંધાયા હતા.

છે, તે વિષ્ણુસ્વામીની અસર સ્પષ્ટ દાખવે છે. વૈષ્ણુવ પૂજા–પ્રકાર અને ઉત્સવાદિની વિધિઓના સંસ્કૃત ગ્રંથો જે (વિ. સં.) ચૌદમા પંદરમા સૈકામાં લખાયા છે, અને જે નરસિંહ, ભીમ આદિની જાણમાં હોવાનો વિશેષે સંભવ છે, તેમાં વિષ્ણુસ્વામીની અસર હોવી સંભવે છે. ઉત્તર હિન્દ એ તેમનો કાર્યપ્રદેશ હતો, અને ઉત્તરના ધર્મોપદેશકો ગુજરાત, મહારાષ્ટ્ર ખુંદી વળ્યા હતા, અને તે કાળના ગુજરાતીઓનાં ઉત્તરનાં સતત તીર્થાટન જાણીતાં છે.

**નિમ્બાર્ક અને રાધાકૃષ્ણુભક્તિ**

રામાનુજી વૈષ્ણુવ સંપ્રદાયમાં ઉપર જણાવ્યો તેવો ઘણો સંકોચ અને વર્ણુભેદ–અધિકારનો ભેદ ટકયો હતો, તે નિમ્બાર્કે (મૃત્યુ ઇ. સ. ૧૧૬૪) દૂર કર્યો, અને વિસ્તૃત, વિશાળ ફરેવાળવાળો, ઉદાર વૈષ્ણુવ પંથ પ્રવર્તાવ્યો. તેમનો સંપ્રદાય **સનકસંપ્રદાય** અને મત દ્વૈતાદ્વૈત વા ભેદાભેદ મત કહેવાય છે. એને રામાનુજી સંપ્રદાયની એક શાખા, દક્ષિણજ્ઞાની વા તેનકલાઈ પંથનો ફાંટો લેખી શકાય. તેમની દશશ્લોકી વેદાન્તકામધેનુ વા વેદાન્તસિદ્ધાન્તસાગર લેખાય છે. તેઓ શંકરાચાર્યના માયાવાદના ખાસ વિરોધી ન હતા. તેમણે સગુણભક્તિને મૂર્તિમંત શ્રી કૃષ્ણુની ભક્તિમાં બઢાવી, ભજનકીર્તન અને ધ્યાનચિંતનને સવિશેષ અવકાશ કરી આપ્યો; તેમનો મત વિશેષે કરીને લૌકિક મત કહી શકાય. તેમણે પ્રેમલક્ષણા ભક્તિને સત્કારી, અન્યન્યભાવભરી શરણુગતિને, ઈશ્વરકૃપાને મુક્તિસાધન લેખી, કૃષ્ણુ અને રાધાને ઉપાસ્ય દેવતા માન્યાં.[૨૪] વૈદિક ક્રિયાને અપનાવતો સાધનભક્તિનો રામાનુજી ઝોક નિમ્બાર્કે કમી કર્યો, દૈન્ય અને

---

૨૪ स्वभावतोऽपास्तसमस्तदोष–
मशेषकल्याणगुणैकराशिम् ।
व्यूहाङ्गिनं ब्रह्म परं वरेण्यम्
ध्यायेम कृष्णं कमलेक्षणं हरिम् ॥ ४ ॥

શરણાગતિને અવલંબનાર ભકતનો ભગવાન્ ઉદ્ધાર કરે છે, ભકતવશ ભગવાન્ છે, અને ભગવત્કૃપાનું ફળ મુકિત છે, કરુણાપારાવાર ભગવાનના અનન્ય ભાવી ભક્તનું પતન કદિ થતું જ નથી, પણ ભગવાન્ તેને ઉદ્ધારે છે જ, એ એમનો સિદ્ધાન્ત છે.[૨૫] રામાનુજી ભકિત નારાયણ–વિષ્ણુ અને શ્રી–લક્ષ્મીની ધ્યાનઉપાસનાપ્રધાન જ્ઞાનભક્તિ છે, ત્યારે નિમ્બાર્કની ભક્તિ કેવળ પ્રેમલક્ષણા ભક્તિ છે, પ્રેમૈકયનાં આદર્શ રાધાકૃષ્ણની રસપ્રચૂર ભક્તિ છે; ભજનકીર્તન–ચિંતવનની ભક્તિ

---

अङ्गे तु वामे वृषभानुजां मुदा
विराजमानामनुरूपसौभगाम्
सखीसहस्रैः परिसेवितां सदा
स्मरेम देवीं सकलेष्टकामदाम् ॥ ५ ॥

૨૫ જુઓ તેમની દશશ્લોકી:

नान्या गतिः कृष्णपदारविन्दात् ।
संदृश्यते ब्रह्मशिवादि वन्दितात् ।
भक्तेच्छयोपात्तसुचिन्त्यविग्रहात् ॥ ८ ॥
अचिन्त्यशक्तेरविचिन्त्यसाशयात्

ભક્તની ઇચ્છાથી વાત્સલ્ય, કારૂણ્ય આદિ ગુણોના સમુદ્ર શ્રી કૃષ્ણે ચિંતવન કરવા યોગ્ય સુંદર વિગ્રહ–સ્વરુપ ધારણ કરેલ છે.

कृपास्य दैन्यादियुजि प्रजायते ।
यदा भवेत् **प्रेमविशेषलक्षणा** ।
भक्तिर्ह्यनमान्याधिपतेर्महात्मन :
सा चोत्तमा साधनरूपिका परा ॥ ९ ॥

(१) उपास्यंरूपं, (२) तदुपासकस्यच,
(३) कृपाफलं, (४) भक्तिरसस्ततः परम् ।
(५) विरोधिनो रूपमथैतदाप्ते–
ज्ञेया इमेऽर्था अपि पञ्च साधुभिः ॥ १० ॥

છે. સાથે સાથે ગોપીભાવને નિમ્બાર્ક સંપ્રદાયે માર્ગ કરી આપ્યો, છતાં સ્વકીયાના શૃંગારનિર્ભર પ્રેમને ઇષ્ટ માન્યો છે એમ કહેવામાં કાંઈ જ ખોટું નથી. વૈદિક સિદ્ધાન્તોને બદલે ઉપનિષદો અને વિષ્ણુપુરાણના ભક્તિપ્રેરક તાત્ત્વિક સિદ્ધાન્તોને તેમણે સત્કાર્યા છે. વૈરાગ્ય, ત્યાગ અને કેવળ નિવૃત્તિ-પરાયણતાની અત્યાવશ્યક્તા તોડી, નિમ્બાર્કે ભગવત્કૃપા અને ભક્તિરસને મુખ્યત્વે સ્થાપ્યાં અને ભક્તના ઐહિક જીવનને રસવન્તુ, ઉલ્લાસવંતું કર્યું. તેમ નિમ્બાર્કે લોકભાષાનો આદર કર્યો અને લોકધર્મ–લૌકિક ભક્તિમાર્ગને ખાસ કરીને ચેતન આપ્યું.

નિમ્બાર્કના કાર્યપ્રદેશ વૃન્દાવન અને ઉત્તર હિન્દ હતા, એટલે ત્યાં અને બંગાળામાં તેમનો પંથ સારા પ્રમાણમાં જામ્યો. ગુજરાતમાં તે કાળે તેની કેવી સીધી અસર હતી તે જાણવાનાં ખાસ ઐતિહાસિક પ્રમાણો ઉપલબ્ધ નથી. પણ કૃષ્ણના ધામ દ્વારકાએ અન્ય વૈષ્ણવ આચાર્યોની પેઠે નિમ્બાર્કને પણ આકર્ષેલા હોવા જોઇએ.[૨૬] જૂના ભંડારોમાંથી નિમ્બાર્કપંથી ગ્રન્થો મળ્યા છે, એ નિમ્બાર્ક પંથ અને તેના ભક્તિસાહિત્યનો સત્કાર તે કાળે ગુજરાતે કર્યાનું સૂચવે છે. નિમ્બાર્કના ઉપાસ્ય દેવના રાધાકૃષ્ણનાં મંદિર શ્રી વલ્લભાચાર્યની પૂર્વે ગુજરાતમાં હોવાનું અને તે પછીથી વલ્લભસંપ્રદાયમાં ભળી ગયાનું કહેવાયું છે. નિમ્બાર્ક પંથની એક ગાદી હાલ ગુજરાતમાં છે,[૨૭] છૂટા છવાયા અનુયાયીયો પણ છે. એક વખતે ભારે લોકાદર પામેલો, અને શ્રી વલ્લભાચાર્ય તેમ શ્રી ચૈતન્યને પ્રેરણા આપનારો પંથ ગુજરાતને અસર ન કરે, એ માની શકાતું નથી. એથી તે કાળે ગુજરાતમાં

૨૬ દ્વારિકાનાથ–દ્વારકેશની મહૈશ્વર્ય પ્રધાન, રુચિ ભક્તિ તેમને માન્ય હતી, એમ તેમના શિષ્ય હરિદેવ વ્યાસ પ્રણીત દશશ્લોકીની ટીકાથી જણાય છે. જુઓ ૯ મા શ્લોકની તેમની ટીકા

૨૭ બારડોલી તાલુકામાં હાલ પણ નિમ્બાર્કાનુયાયી ભક્તમંડળ છે, અને શ્રી રામચરણદાસ પૂજારી વૈષ્ણવે સંવત ૧૯૬૭ માં પોતાના ભક્તોની પ્રેરણાથી વેદાન્તકામધેનુ સટિક ગુજરાતી છપાવેલ છે.

તેનું પ્રવર્તન હોવું સંભવે છે. તે ગમે તેમ હો, પણ નિમ્બાર્કે નિરુપી છે એવી રાધાકૃષ્ણની પ્રેમલક્ષણા ભક્તિ જૂની ગુજરાતીના સાહિત્યમાં સારૂં સ્થાન પામી છે. વલ્લભાચાર્યજીની રાધા-કૃષ્ણ ભક્તિ પ્રેમલક્ષણા જો કે છે, પરન્તુ નિમ્બાર્કની રાધાકૃષ્ણભક્તિનો ઝોક સ્મરણ-ધ્યાન -ભજનકીર્તન, સાધુસંગતિ અને શરણાગતિ ઉપર વિશેષ છે ત્યારે વલ્લભાચાર્યજીની ભક્તિમાં પૂજાસેવા અને આચારમર્યાદા ઉપર ઝોક વિશેષ છે. અને નરસિંહ મહેતાનાં પદોમાં સેવોપચાર તેમ આચાર-મર્યાદાનો ભાર નથી, પણ પ્રેમલક્ષણા ભક્તિ, અને ભજન-કીર્તન, સાધુસંગતિ અને દીનતા, દયાભાવ ઉપર ભાર વિશેષ છે.

અલબત્ત નિમ્બાર્કની પૂર્વે ગુજરાતમાં સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યમાં રાધાકૃષ્ણનો પ્રેમ બહુલ ગવાયો છે, તેની ના નહીં, પણ તેનો જે કંઈક વિશેષ પ્રસાર જૂની ગુજરાતીના સાહિત્યમાં જણાય છે તે જયદેવના ગીતગોવિંદને (ઈ.સ. ૧૨૦૦) જેમ આભારી ગણીએ છીએ, તેમ વૃંદાવન અને ગુજરાતની પાડોશના ઉત્તર હિંદમાં સુપ્રસિદ્ધ થયેલા અને વૃંદાવનની યાત્રાથી વૈષ્ણવ સંઘને પૂજ્ય થયેલા નિમ્બાર્કના ઉપદેશને આભારી ગણીએ તો તે સર્વથા સુસંગત તેમ ઉપયુક્ત પણ છે, એમ લાગ્યા વિના રહેતું નથી. રાધાતત્ત્વે નરસિંહની પૂર્વે ગુજરાતની વૈષ્ણવ-સૃષ્ટિનાં હૃદયમાં જડ ઘાલી, એ કંઈક અંશે વૃન્દાવનવાસી નિમ્બાર્કનો પ્રતાપ ખરો. ચૈતન્યની રાધાકૃષ્ણભક્તિને ગુજરાત અવકાશ આપે તે પૂર્વે તો ગુજરાતમાં સ્થાન પામેલી એ ભક્તિને દાબનારા રામાનંદ અને કબીરના રામભક્તિના તથા જ્ઞાનદેવ-નામદેવની વિઠ્ઠલ રૂખમાબાઈ-કૃષ્ણ રૂકિમણીની ભક્તિના ચમત્કારિક પડછંદા પડી રહ્યા હતા. વળી નરસિંહ મહેતા વૃન્દાવન ગયાનું અને રાસક્રીડાની પ્રેરણા ત્યાંથી પામ્યાનું પણ કહેવાય છે, એ પણ આ વિચારને પુષ્ટિ આપે છે. મીરાંબાઈ તો વૃંદાવનમાં રહ્યાં છે, અને ચૈતન્યના શિષ્ય જીવ ગોસ્વામીના સંશયગ્રસ્ત સંસર્ગને તાણીતુસીને ભલે મહત્તા અપાય,

પણ તે પૂર્વેના નિમ્બાર્કાનુયાયી સાધુને શા માટે તેનું માન ન મળે?[૨૮] વળી નરસિંહ મહેતાએ સુરત–સંગ્રામ જયદેવના ગીતગોવિંદને પડછે ધરવાને અને રાધાવિજય વર્ણવવાને જ લખ્યો છે, એ નરસિંહના પોતાનાં જ વચનોથી સાબીત થાય છે. એટલે તેને માટે ચૈતન્ય લગી દોડવાની જરૂર નથી. એ કાવ્યમાં રાધાની સખીઓ લલિતા, વિશાખા, ચન્દ્રાવલિ આદિનાં નામ મહેતાજીએ ઉદ્દંકિત કીધાં છે, અને જયદેવના ગીતગોવિન્દમાં એમનાં નામ આલેખાયાં નથી અને જયદેવના શિષ્ય રૂપ ગોસ્વામીએ આપ્યાં છે તેથી નરસિંહ ચૈતન્ય પછી થયાની અઘટિત ઘટના પટીયસી જેવી શંકા ઉદ્ભાવવામાં આવી છે. પરન્તુ નિમ્બાર્કની દશશ્લોકીના પાંચમા શ્લોકના **सखीसहस्रैः परिसेवितां सदा** એથી સૂચિત લલિતા, વિશાખા, ચિત્રા આદિ રાધાની મુખ્ય આઠ સખીઓ, એ દરેકની આઠ આઠ એ ક્રમે સંખ્યાબંધ સખીઓનાં નામ નિમ્બાર્કાનુયાયીઓને સ્ફુરિત હતાં, નિમ્બાર્કને માન્ય 'રાસેશ્વરી' 'સ્વામીની' એ ઉદ્‌ગારોથી રાધાને મહેતાએ પણ અંકિત કરી છે, એ સહુ વિચારતાં નરસિંહ મહેતાને ભવિષ્યોત્તર પુરાણ અને વૈષ્ણવોના જીવનધનરૂપ બ્રહ્મવૈવર્ત, કૃષ્ણજન્મખંડ અને સ્કંદ પુરાણમાંથી એ નામો મળ્યાં હોવાનું માની શકાય છે. આચાર્ય શ્રી આનન્દશંકરે પણ એ સંભવ માન્ય રાખ્યો છે,[૨૯] તેમ એ નામ વૃંદાવની નિમ્બાર્ક સંપ્રદાયી સાધુઓનાં કીર્તનોથી પણ મળ્યાં સંભવે છે. અને એ સંભવ માત્ર રાધાની સખીઓનાં નામના કારણે મહેતાનો સુનિશ્ચિત સમય બદલવાના લીલાચાપલ્યને નિવારી શકે છે. તેમ અત્રે એ પણ

---

૨૮ સ્વ. સા. શ્રી. ગોવર્ધનરામભાઈ મીરાં અને ચૈતન્યાનુયાયી જીવા ગોસાઈના પ્રસંગ વિષે કહે છે; "જે ગોંસાઈના પ્રસંગની કથા મીરાંએ ગાઈ છે, તે જીવા ગોંસાઈની જ હતી, એમ માનવા જેવું કારણ મીરાંના કે કોઈ ઐતિહાસિક લેખમાં નથી. તેમાં ઉક્ત જીવન મરણ તિથિઓને માટે કાંઈ આધાર નથી." પહેલી સાહિત્ય પરિષદનું ભાષણ પાના ૧૨ માની નોંધ.

૨૯ જુઓ વસન્ત, ૧૯૬૧ ભાદ્રપદ; વર્ષ ૪, અંક ૮, પાનું ૨૮૮ મું.

વિચારવા યોગ્ય છે કે વિશાખા, ચિત્રા, આદિ નક્ષત્રોનાં નામો નરસિંહના કાળમાં પ્રસિદ્ધ હતાં કે નહીં, લોકવ્યવહારમાં અને લોકસાહિત્યમાં એવાં નામો હોવાં બહુધા સંભવે છે, અને તે કાળનું પ્રચલિત પ્રાકૃત સાહિત્ય એ નામોથી અજાણ હતું, એમ સાબીત કરવું રહે છે, એટલે મહેતાને પુરાણોને બદલે ચૈતન્યના શિષ્યના ટીકાગ્રંથોમાંથી એ નામો જાણવા-સાંભળવાની જરૂરત જ ન હતી,

**ભાગવતપ્રધાન વિષ્ણુભક્તિ**

નિમ્બાર્ક પછી મધ્વાચાર્યે ( ઇ. સ. ૧૧૯૯ થી ૧૨૭૮ ) દ્વૈતમત-**બ્રહ્મસંપ્રદાય** સ્થાપ્યો. તેઓ શંકરાચાર્યના કેવલાદ્વૈતના તેમ જ માયાવાદના કટ્ટર અને અતિકટુ વિરોધી હતા. રામાનુજ અને નિમ્બાર્કે પોતાના ભક્તિસિદ્ધાન્તમાં અદ્વૈત ભાવનાને કરી આપેલા અવકાશને મધ્વે તિરસ્કાર્યો, અને ભક્તિસંકલિત દ્વૈતમાર્ગ પુરસ્કાર્યો. તેમણે બદ્રિકાશ્રમમાં તપશ્ચર્યા આદિથી ભગવત્સાક્ષાત્કાર કરી, દિગ્વિજય કર્યો અને પ્રધાનપણે પ્રેમ તથા શ્રદ્ધાના આલંબનવાળી દ્વૈતમતાનુસારી વિષ્ણુભક્તિ ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, પાઞ્ચરાત્રસંહિતા, ગીતા અને વિષ્ણુપુરાણ તેમ ભાગવતનો આધાર લઈ પ્રચારી અને તેમાંયે ભાગવતને વિષ્ણુપુરાણ કરતાંયે ખાસ પ્રધાનતા આપી; ભાગવતનું મનન અને ચિંતવન મધ્વાચાર્યે આવશ્યક નિર્દેશ્યું; વલ્લભાચાર્યજી અને ચૈતન્યે તો પછી ભાગવતને સવિશેષ સંમાન્ય લેખ્યું-લેખાવ્યું હતું. માધ્વમતનાં વિષ્ણુ અને લક્ષ્મી ઉપાસ્ય દેવતા; રાધાકૃષ્ણને એ સ્થાન તેમણે આપ્યું નથી. રામ અને કૃષ્ણ ઉભય વિષ્ણુના અવતાર લેખે તેમને પૂજ્ય હતા. રામાનુજની પેઠે રામભક્તિને તેમણે અવકાશ કરી આપ્યો, જેને રામાનંદે બઢાવી. બદ્રિકાશ્રમથી કૃષ્ણ, રામ અને વ્યાસની તથા જગન્નાથપુરીથી રામ-સીતાની મૂર્તિઓ આણી તેમણે સ્થાપી હતી. સંસાર તેમ મોક્ષના હેતુરૂપ જ્ઞાન પરમાત્મા-વિષ્ણુને આધીન છે; દુઃખાનુભવ, સજ્જન-સંગતિ, સાધુસમાગમ, સાધનસંપત્તિ, શરણાગતિ આદિથી અપરોક્ષ જ્ઞાન મુમુક્ષુ જીવને થાય છે; શાસ્ત્રવિચાર અને ધ્યાનાચરણથી પ્રભુજ્ઞાન

સુદૃઢ થાય છે અને ભગવત્પ્રસાદ પ્રાપ્ત થતાં જીવ મુક્તિ પામે છે;આ માધ્વ ભક્તિનો સિદ્ધાન્ત છે. માધ્વો વિષ્ણુનાં શંખચક્રાદિ ચિહ્નોનું અંકન, વિષ્ણુલક્ષ્મીના ભાવવાળાં નામકરણ, અને ભજનકીર્તન એ ત્રણ પ્રકારની સેવાનો ખાસ આગ્રહ રાખે છે. વિષ્ણુની સમીપ સાંસારિક દુઃખોનો નાશ કરી, આનંદથી વસવું તેનું નામ માધ્વ મતે મોક્ષ છે, અને સામિપ્ય મુક્તિ એ તેમનું લક્ષ્ય છે.

ગુજરાતમાં માધ્વ સમ્પ્રદાયની સીધી અસર જો કે ખાસ નોંધાઈ નથી, પરન્તુ દ્વારકાનાથપ્રિય અને તીર્થાટનરસિક માધ્વ મતના સાધુ ને સંન્યાસીઓ ઉત્તર હિન્દમાંથી ગુજરાતમાં આવ્યાનું જાણીતું છે. એ સંપ્રદાયના જૂના ગ્રન્થો ભંડારોમાંથી મળ્યા છે. દરજી, ગરાસીઆ, પાટીદાર માં હજીયે મધ્વાચારીઓની સંખ્યા ઠીક છે. ભાગવત જો કે મધ્વાચાર્યની પૂર્વે તો શું, પણ મૂળરાજ સોલંકીના કાળમાંથી ગુર્જર જનતામાં પૂજ્યભાવ પામેલું હતું. છતાં તે આ કાળમાં ગુજરાતમાં વિશેષ પસાર પામ્યાનું માનીએ તો તે અયુક્તિક તો નહીં જ લાગે. નિમ્બાર્ક અને મધ્વના મત વલ્લભાચાર્યજીના મતથી દબાયા તેમ એ મતોના ઉપદેશકોના ઘણા કમી આવનજાવનથીયે શમી ગયા, એ સમજી શકાય એવું છે.

**પૌરાણિક પ્રવૃત્તિની અસર**

મધ્વાંચાર્ય પછી ચૈતન્ય અને વલ્લભાચાર્યના સંપ્રદાયો નીકળ્યા. એ સંપ્રદાયો ભાગવતપ્રધાન છે, તેમ જ મુખ્યત્વે પ્રેમલક્ષણા ભક્તિને અવલંબનારા છે; રાધાકૃષ્ણને ઉપાસ્ય દેવતા લેખનારા છે. આમાંના ચૈતન્ય સંપ્રદાયની જૂની ગુજરાતીના સાહિત્ય ઉપર કે તે કાળની ગુર્જર જનતા ઉપર થયલી મૂર્તિમંત અસર સિદ્ધ થઈ જ નથી, કોઈએ તે સપ્રમાણ સિદ્ધ કરી નથી, તેમ કરી શકયું યે નથી.અલબત્ત બેએક વ્યક્તિ-ઓએ તે સંબંધમાં કલ્પનાનાં ટાયડાં કુદાવ્યાં છે ખરાં; જો કે ચૈતન્ય સને ૧૫૧૦ માં મહેતાના મરણ પછી ત્રીસચાળીસેક વર્ષને આંતરે

ગુજરાતમાં તીર્થયાત્રા કરી ગયાનું તેમના શિષ્ય ગોવિંદના ' કડચા 'થી પ્રસિદ્ધ છે. પરંતુ ગુજરાતમાં વલ્લભાચાર્યજીના મતે તો ખાસ પોતાનો ઊંડામાં ઊંડો પસારો જમાવ્યો છે. અને મધ્યકાળ તેમ જ વર્તમાન કાળમાં એ એક મુખ્ય સંપ્રદાય છે. પણ જૂની ગુજરાતીના સાહિત્ય ઉપર તેની અસર થવી સંભવતી નથી; એટલે તેનો વિચાર અહીં કરવા જેવો નથી. એટલે હવે પૌરાણિક ધર્મકર્મોપદેશની પ્રવૃત્તિનો વિચાર કરવાનો છે.

ભરતખંડના અન્ય ભાગોમાં થયું છે તેમ ગુજરાતની જનતા ઉપર પુરાણો અને પુરાણીઓએ કથાવાર્તા દ્વારા, વૈદિક અને પૌરાણિક ધર્મકર્મ ટકાવવામાં બેશક પ્રાચીન સમયથી ઘણી જ ઊંડી અસર કરી છે, અને હજી હાલના અશ્રદ્ધા તેમ વિચારક્રાન્તિના જમાનામાં યે પુરાણીઓની એ સબળ અસર કાયમ રહી છે. ઉપરાંત સંતમહંતોની ઉપદેશપ્રવૃત્તિની સરોબરીમાં માણભટ્ટોની જે સંસ્થા ચાલતી તે પણ પુરાણીઓનું અનુસરણ હતું. હરિદાસકથા પણ એવું જ અનુસરણ છે. વૈષ્ણવ પુરાણો–વિષ્ણુ, બ્રહ્મવૈવર્ત, કૃષ્ણજન્મખંડ અને ભાગવત, તેમ ગર્ગસંહિતા આદિ એ વૈષ્ણવોનું જીવનધન લેખાતાં અને હજી લેખાય છે. વૈષ્ણવ ધર્મના ઉપદેશમાં સ્કન્દ પુરાણ, મહાભારત, હરિવંશ અને રામાયણને પણ પુરાણીઓએ કાંઈ ઓછાં સન્માન્યાં નથી. વળી ઉત્તર હિન્દમાંના તેમ જ કદાચ મહારાષ્ટ્રમાંના લૌકિક ભક્તિમાર્ગે ગુજરાતમાંના લૌકિક ભક્તિમાર્ગને અસરકારક રીતે સચેત અને સુદૃઢ કર્યો તેમાં વિષ્ણુના અવતારો અને ભક્તોનાં રસમય, ચમત્કારભર્યાં ચરિત્રો, દૃષ્ટાન્તો અને પડછાઓએ ભક્તિરસનું ઉદ્દીપન કરવામાં જે સબળ અંશે સહાય કરી છે, તે પુરાણીઓને કંઈ ઓછી આભારી નથી. સંતમહન્તોના લૌકિક ભક્તિમાર્ગને પ્રેરણાબળ તેમ શ્રદ્ધાબળ પણ પુરાણોએ પૂરું પાડ્યું છે, એ વિષે કશીએ શંકા નથી. અને સંતમંડળીની પ્રેરણાથી દેશ–લોકભાષા અને લોકસાહિત્ય એકચક્રવે રાજ્ય ચલાવતાં થયાં ત્યારે એ પુરાણીઓએ તેની સામે થવામાં તેમ તેને વગોવવામાં

સમુદ્રમંથન સમા વિરોધ કર્યાનું પણ તે કાળના જૂની ગુજરાતીના સાહિત્યમાં નોંધાયું છે. ભાલણ આદિનાં આખ્યાનોનાં શ્રવણ પુરાણીઓને સાલ્યાનું સારી રીતે જાણીતું છે.

શ્રી ચિંતામણ વૈદ્ય જેવા પુરાતત્ત્વવિદ્ ભાગવતને ઇ. સ. ૮૦૦ ની અંદર રચાયું માને છે, એટલે બોપદેવના ભાગવતનું કર્તૃત્વ આકડાના તૂર પેઠે ઉડી ગયું છે. ઉપરાંત બોપદેવની હરિલીલાવિવેક અને મુક્તાફળ –ભાગવત સારસંદોહો અને હેમાદ્રિ–હેમાડપંથી સાહિત્ય નરસિંહના સમયમાં ગુજરાતમાં પ્રવેશી ચૂકયાં પણ હતાં. બ્રહ્મવૈવર્ત અને વિષ્ણુપુરાણ પણ ઘણાં જૂનાં છે. પૌરાણિક ત્રિમૂર્તિમાંના વિષ્ણુ અને તેમના અવતારોની પુરાણકથાઓએ વૈષ્ણવ ધર્મની જડ ગુજરાતમાં શેષનાગને માથે મારી વજ્રલેપ જેવી કરી હતી અને છે, એમ કહી શકાશે. ટુંકમાં પુરાણીઓની ઉપદેશપ્રવૃત્તિ મંદ નહીં, પણ ઉત્કટ જ હતી, અને તેમની શૈલી તેમ રીતિ શ્રદ્ધાળુ જનસમૂહોને વિશેષ રંજક–ગ્રાહ્ય હતી અને સંતમહંતોનો માર્ગ મોકળો કરી આપવામાં ખાસ કારણભૂત હતી. નરસિંહ મહેતા, તેમના પૂરોગામી તેમ અનુગામી કવિઓ એ પૌરાણિક વૈષ્ણવ ધર્મથી પૂરેપૂરા અભિજ્ઞ અને વૈષ્ણવ બંધુઓની ધર્મજીજ્ઞાસાને સંતોષવા કટિબદ્ધ પણ હતા. જૈનોને પણ પુરાણ-કથનનો રંગ ગાઢ લાગ્યો હતો. અને આચાર્ય જીનવિજયજી કહે છે તેમ "રામાયણ, મહાભારત, હરિવંશ વગેરે પુરાણોની કથાઓ લોકપ્રિય થવા લાગી ત્યારે જન શ્રમણોએ પોતાના સિદ્ધાંતો પ્રમાણે તીર્થંકરો તેમ જ બીજા શલાકા પુરૂષોની પુરાણ–કથાઓ રચવા માંડી અને લોકાનુ-રંજન શૈલીએ કથાઓ કહેવી શરૂ કરી" અને "ધર્મ અને નીતિપ્રધાન એવી પુરાણકથાઓ સતત સાંભળી રસિક શ્રોતાવર્ગ કંટાળ્યો" ત્યારે "શૃંગારરસસમુદ્દીપક લલિત મધુરવાણીવાળી કામકથાઓ" જૈન શ્રમણોએ રચી.[૩૦]

---

૩૦ જુઓ વસન્ત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ, "કુવલય માલા–આઠમા સૈકાની એક જૈન કથા:" આચાર્યશ્રી જિનવિજયજીનો લેખ, પાનું ૨૬૦ મું.

**લૌકિક ધર્મપ્રસાર અને સંતમહન્તાદિની પ્રવૃત્તિ**

હવે ધર્મપરિવર્તન કરનારી, ત્રીજી પ્રવૃત્તિ સંતમહંતાદિની લોકજાગૃતિ અને લૌકિક ધર્મપ્રસારની પ્રવૃત્તિનો વિચાર કરવો રહ્યો. આ એક જબ્બર સાગરપૂર સમી, સર્વભક્ષી પ્રવૃત્તિ તે કાળે પ્રવર્તી હતી અને જનસમૂહોનાં માનસ અને ભાવનામાં, વ્યવહારમાં પણ પ્રચંડ પરિવર્તન કરી–કરાવી શકી હતી. એ, સંપ્રદાયોના ઉદાર વિકાસમાંથી વિશેષ ઉદાર શાખારૂપ ફૂટેલી, કબીરવડ સમી, પરંપરાથી ચાલી આવતી સર્વભક્ષી પ્રવૃત્તિ હતી. અલબત્ત મુસ્લીમ સંસર્ગે તેમ આક્રમણે તેને જોરદાર, વેગવતી કરી, એની ના પાડી શકાય એમ નથી; પરંતુ કેટલાક કહે છે તેમ મુસ્લીમ સંસર્ગે તેને પ્રકટાવી–જન્માવી ન હતી. છતાં એ પણ ખરૂં કે સામાન્ય રીતે મુસ્લીમોના સંસર્ગથી, ફકીર, ઓલીયા અને પીરોના ઉપદેશથી તેમ આક્રમણભર્યા યાહોમ વટાળથી, હિન્દુ ધર્મ અને હિન્દુઓ બેસુતમ વિષમ સ્થિતિમાં આવી પડયા અને હિન્દુ ધર્મ અને હિન્દુઓની ઉતરતી અને અધમ થતી જતી પરિસ્થિતિ જોઇને સંતમહંતોએ આ મુસ્લીમ પ્રેરણા વધાવી લેઈ, તદનુસાર ઘટતા પલટાઓ સાથે ધર્મ અને સમાજની સુધારણા ઉપદેશી હતી, એ વિશેષ સુઘટિત છે. મુસ્લીમ અસરેજ હિન્દુ ધર્મ અને હિન્દુસમાજબંધારણમાં ક્રાન્તિ આણ્યાની માન્યતા જોકે દેખાવમાં ખરી લાગે એવી છે, અને હિન્દુ ધર્મની સામયિક પુનરૂત્થાનની શક્તિમાં જેઓ માનતા નથી તેઓ આ માન્યતાને વજન આપે છે. પણ એ માન્યતા મુસ્લીમ સંસર્ગ અને વટાળ પછીની માની લીધેલી અસરને અનુલક્ષીને બંધાઈ છે, અને એ તે પૂર્વના, વેદ–પુરાણકાળથી ચાલ્યા આવતા, લોકસ્થિતિસુધારણાના સંતમહંતાદિના અથાક સનાતન પ્રયાસોની કાં તો ઉપેક્ષા કરે છે, કે કાં તો એ પ્રયાસોની અસરને મંદતમ લેખે છે, અને એણે આપેલા આવેગને જ મુખ્ય ગણે છે. પરંતુ હિન્દી મહાન્ ઇતિહાસજ્ઞ આચાર્ય સર જદુનાથ સરકાર આ માન્યતા ભૂલભરી હોવાનું “ હિન્દમાં

મુસ્લીમ રાજ્યઃ વ્યાપાર, સામાજિક જીવન અને સાહિત્યમાં અસર" એ ઉત્કૃષ્ટ નિબંધમાં આ પ્રમાણે જણાવે છે :

"પરંતુ ઐતિહાસિક દૃષ્ટિથી, હંટર અને બીજા કેટલાક યુરોપીઅન લેખકોએ પ્રતિપાદન કર્યું છે તેમ પ્રતિપાદન કરવું, એ અસત્ય છે, કે હિન્દુઓમાં મધ્યકાળમાં એકેશ્વરવાદ સ્થાપવાની અને વર્ણભેદ-જ્ઞાતિઓ તોડવાની પ્રવૃત્તિઓને ઇસ્લામે ઉદ્‌ભાવી–જન્માવી.કારણ આપણે એ જાણીએ છીએ કે હિન્દુઓમાંના સઘળા ઉચ્ચતર વિચારકો, સઘળા સમુદ્ધારકો, સઘળા એકનિષ્ઠ ધર્મપ્રેમીઓ પુરાતનમાં પુરાતન સમયથી લોકાદર પામેલા, પૂજાને યોગ્ય થયલા અગણિત દેવતાઓની પીઠમાં માત્ર એક જ અને એક જ સર્વોચ્ચ પ્રભુ છે, એમ ડિંડિમનાદથી જાહેર કરતા આવેલા છે; એટલું જ નહીં પણ સઘળા સાચા ભક્તો અને ધર્મ-નિષ્ઠોની સમાનતા જાહેર કરી છે અને જટિલ લાંબીલચરક ધાર્મિક ક્રિયાઓથી પર, શુદ્ધ અને એકનિષ્ઠ પ્રભુપ્રેમ છે, એ, સાધારણમાં સાધારણ જનતાની આગળ ધર્મનું સાદામાં સાદા સ્વરૂપ મૂકવાના પ્રયાસ સઘળાઓએ કર્યા છે અને એ સ્વરુપ મૂક્યું પણ છે. એથી મુસ્લીમ વિજય પછી વાસ્તવિક રીતે જે બન્યું તે એ જ કે હિન્દુઓમાંના આ સમુદ્ધારક વા ભિન્નમત ધરાવતી પ્રવૃત્તિઓને પોતાના નિકટ પરિચયમાં આવેલા મુસ્લીમોની હયાતીએ ભારે આવેગ આપ્યો. ઇસ્લામી સમાજનો દૃષ્ટાન્ત હિન્દુ વ્હેમોને ગાળી–ટાળી નાંખનાર ઉત્તેજક દ્રાવણ રૂપ નીવડ્યો."[૩૧]

---

૩૧ "But it is historically incorrect to hold as Hunter and some other European writers have done, that the monotheistic and anti-caste movements among the Hindus in the middle-ages originated in Islam. We know that all the higher thinkers, all the religious reformers, all the sincere devotees among the Hindus from the earliest times, have proclaimed one and only one supre-

વાસ્તવિક રીતે ઇતિહાસજ્ઞ વિચારકોને આ જ મત સમંજસ લાગે છે. દેશ, કાળ અને પાત્રની વિચારણાને તેમ અધિકારભેદને સત્કારનાર હિન્દુ–આર્ય ધર્મને સમયાનુસારી વેગ, વ્યવસ્થા અને બળ આપનાર ઉત્તરોત્તર દાર્શનિક અને સાંપ્રદાયિક પ્રવૃતિઓ પ્રાચીન કાળથી થતી રહેલી છે અને તે કેવળ સકંજા જેવા સંપ્રદાયમાં જ ગુંથાઈ અટવાઈ ન રહેતાં, તેમ મુડદાલ બંધારણમાં યે રહેતાં વધુ વ્યાવહારિક સ્વરૂપમાં લોકાદર પામતા માર્ગો અને પંથો દ્વારા નિર્ભર ઉતરતી રહેલી છે, એ ઇતિહાસનો જાણકાર સારી રીતે જાણે છે જ. શ્રીશંકરાચાર્યથી માંડી શ્રીમધ્વાચાર્ય પર્યંત જે ધર્મમંથન, સમાજસંસ્થાપન સતત તેમ સંતત થતું રહ્યું, સાંપ્રદાયિક રીતિએ તેના પરિણામે ઉત્તર હિન્દ, દક્ષિણ હિન્દ અને મહારાષ્ટ્રમાં અનેક પંથો ઉગ્યા, વિસ્તર્યા અને વિવિધ શાખાપંથોમાં પાંગર્યા–પમર્યા પણ ખરા.અને જણાય છે તેમ દક્ષિણ હિન્દમાંથી મહાન્ વિચારકો અને પંથપ્રવર્તકોએ ઉત્તરમાં વિચરી, ધર્મ-ચેતન મેળવ્યું તેમ એ પ્રદેશમાં ઉત્કટ અંશે ચેતવ્યું પણ ખરૂં, એટલું જ નહીં પણ,ગુજરાત, મહારાષ્ટ્ર અને દક્ષિણ હિન્દને આબાદ સચેત કર્યાં.

---

me God behind the countless deities of popular worship, and have declared the equality of all true adorers and placed a simple sincere faith above elaborate religious ceremonies ; they have all tried to simplify religion and bring it to the doors of the commonest people. Hence, what really happened, after the Muslim conquest was that these dissenting or reforming movements among the Hindus received a great impetus from the presence of the Mahomedans in their immediate neighbourhood. The example of Islamic society acted as a solvent on Hindu prejudice."–' Muslim Rule In India; Its Influence In Trade, Social Life And Lierature :' By Sir Jadunath Sarcar—Modern Review.

મહારાષ્ટ્રમાં સંતમહંતાદિને ધર્મભાવનાના તેમ જ સમાજના બંધારણમાં સુધારણા કરવાની તેમ જ જનતાને સ્વતંત્ર વિચારણા, સ્વતંત્ર આચાર અને સ્વાશ્રયથી આત્મોદ્ધારને માર્ગે પાડવાની પ્રેરણા ઉત્તર હિન્દમાંથી મળી, અને તેમણે અદ્‌ભુત તેમ અપૂર્વ રીતે એ પ્રેરણા પોતાના જ નહીં પણ અન્ય દેશભાગોમાં સદયપણે પ્રસરાવી. સ્વધર્મ, સ્વદેશ, સ્વભાષા,અને સ્વત્વસંપત્તિ એ તેમના જીવનસંકેતો, ઈશ્વરપ્રેરિત સંદેશ હતા, અને એથી જ તે કાળની મુસ્લીમ આદિ વિજાતીય અસરોથી જામવા મથતી વિપથગામી ધર્મક્રાન્તિ અને વિચારક્રાન્તિનાં બળો સામે તે વેળાની ખળભળેલી આર્ય જનતા ટકી શકી હતી, એ નિઃસંશય છે.

ગુજરાતમાં એવી અસર તે સમયે થયલી હોવાનો પાકો સંભવ છે, અને સપ્રમાણ એમ થયું હોવાનું સમજી–કહી શકાય તેમ છે. તે કાળે ગુજરાતમાં ચોમાસાનાં વાંદરાના ટોપ માફક અનેક પંથો અને માર્ગો ઉગેલા હતા, અને તે કોઈ ને કોઈ સંત વા મહંતની અસરથી.પણ તવારીખી પુરાવાના અભાવે તે સમયે શું શું થયું હતું તે કળવાનાં વિગતવાર ચોક્કસ સાધન સાંપડતાં નથી.પરંતુ દેશના અન્ય ભાગોની પેઠે, કદાચ તેથીયે વિશેષ અંશે, ગુજરાત અને તેની જનતા આર્દ્ર અને આર્ત હતાં. અસ્તુ. પણ હાલ તો અન્યત્ર શું બન્યું તે વિચારીએ.

મહારાષ્ટ્રમાં સંતમંડળીના ઉદ્યોગે હિન્દુ ધર્મ અને હિન્દુ સમાજ ને હ્રાસ પામતો અટકાવ્યો ; મુસ્લીમ સંસર્ગ અને વટાળ રીતિથી, શિથિલ થયલાં તેમ થતાં જતાં સમાજવ્યવસ્થા, નીતિ, આચાર, ભગવદ્‌ભક્તિ, ધર્મકૃત્ય એ સહુ વિશેષ શિથિલ જ નહીં, પણ નષ્ટભ્રષ્ટ થવાની અણીએ પુગવા માંડયાં હતાં. જનતા સ્વતંત્રપણે સ્વત્વ અને સત્વ ટકાવવાને લગભગ અશક્ત, સામર્થ્યહીન નિર્માલ્ય થતી જતી હતી. આવી બેહાલ તેમ બેતાલ–બકાલી સ્થિતિને થાળે પાડવામાં, જનતાને સ્વત્વનું યથાર્થ ભાન કરાવી, આત્મોદ્ધારને માર્ગે પાડવામાં, સાચું રાષ્ટ્રસંવર્ધનનું ઈશ્વરપ્રેરિત કર્તવ્ય સાધવામાં ઉત્તર હિન્દની અને મહારાષ્ટ્રી સંતમંડળીએ લેશમાત્ર પાછી પાની કરી નહતી. જે કાળે

વૈદિક ધર્મની અતિશયિતા થતી હતી, માત્ર બાહ્ય આચાર જ ધર્મપાલન લેખાતો હતો, અને તેય નામનો દંભી અને છળભર્યો હતો; ભૂતદયા, ભૂતપ્રેમ ભૂતહિત તો શું, પણ માનવ દયા અને માનવ પ્રેમ પણ ભૂંસાયાં હતાં; વિચાર, ઉચ્ચાર અને આચારનો મેળ ન હતો, એટલું જ નહીં પણ એકએકનાં ઘાતક થતાં હતાં; તેમ જાતિબંધને ભારે પલટો લેવા માંડયો હતો. વર્ણાશ્રમનાં ધર્મકર્મનો લોપ થતો હતો, અનેક જ્ઞાતિ-પેટા જ્ઞાતિમાં હિન્દુ સમાજ વહેંચાઇ વિખેરાઈ જતો હતો. આવી વિષમ વેળાએ સંતોએ એવી અનઘન સ્થિતિમાં જાણે ઈશ્વરી સંકેત હોય તેમ, બહાર પડી ધર્મશિક્ષણ અને ધર્મસંરક્ષણનું કર્તવ્ય આદર્યું, વ્યવહાર અને સમાજધર્મની એકવાક્યતા દાખવી, ઇશ્વિરપ્રાપ્તિની સ્વભાવિક લોકતૃષ્ણાને સંતોષવા સર્વસુલભ, લોકાનુકૂલ ઈશ્વરારાધનનો ભક્તિમાર્ગ સંયોજ્યો, જન્મના શ્રેષ્ઠત્વ અને ઉચ્ચ વર્ણના મુક્તિના એકાધિકારને તોડયો, સંસારમાં રહેવા છતાં પરમાર્થ સાધવાનો સરળ, સદય માર્ગ પ્રવર્તાવ્યો. અને તે કેવળ મનસ્વી, અપતરંગી ફાંટાઓથી નહીં, પણ ગીતા, ભાગવત આદિ લોકમાન્ય ગ્રંથોના આધારે સાદી સમજથી એ માર્ગ પ્રસાર્યો અને પ્રચાર્યો.

આમ સંતમંડળીએ સાંપ્રદાયિક અને શાસ્ત્રનિર્દિષ્ટ કેવળ યંત્રવત્ આચરવાના આચારોના નિષ્પ્રાણ વ્યૂહને ભેદ્યા. ઉપરાંત ગિર્વાણ ભાષાની અપરિહાર્ય અગત્યને નિવારી, અને લોકભાષા દ્વારા સામયિક ધર્મોપદેશ કરવાની અને લોકસાહિત્ય-ભજનકીર્તન આદિ દ્વારા સંગીતની રુચિકર રીતિથી પ્રભુપ્રેમ દૃઢ કરવાની પ્રવૃત્તિઓ જગાવી તથા લોકની ધર્મતૃષાને શમાવી. એ પ્રવૃત્તિઓએ ચમત્કારિક રીતે જનતાની બુદ્ધિને બદલે તેમનાં હચમચેલાં હૃદયને સ્પર્શી, તેમાં ઊંડું સ્થાન મેળવ્યું, એટલું જ નહીં પણ પ્રભુપ્રાપ્તિનો સરળ માર્ગ તેમ જ તે માટેનો તેમનો અધિકાર, યોગ્યતા, શક્તિ પૂરેપૂરાં હોવાનું દાખવી, તેમનાં જીવનને ઉજમાળ્યાં, ઉત્સાહવંતાં કર્યાં છે.

આવી પ્રવૃત્તિ માત્ર વૈષ્ણવ સંતમંડળીએ જ આદરી અને શૈવ કે તત્ત્વદર્શી સંતમહંતોએ નહોતી આદરી, એમ કહેવું એ તેના કહેનારનું,

વિવિધ પંથો પ્રત્યેના કુદરતી જનરુચિઓના વૈચિત્ર્યનું પ્રમાદભર્યું અજ્ઞાન જ સૂચવે છે. વળી તેઓ વિદ્વાનો જ હતા એમ પણ ન હતું. તેઓમાંનો મોટો ભાગ બહુશ્રુત હતો, જ્ઞાની અને સંસ્કારી હતો, ઈશ્વરી સંકેતથી સબળ હતો, તીર્થયાત્રા અને પ્રવાસના ભારે ભારે પરિશ્રમો ઉઠાવીને ય જનતામાં ભળવાને અને સાચો ઉપદેશ દેવાને સદા કટિબદ્ધ રહેતો; આ વર્ગ તે સમયે અખંડ ભારતવર્ષમાં ચારેય દિશાઓમાં લોકચેતનને પ્રવર્તાવનાર જીવંત સસ્થા રૂપ હતો; લોકોના સાચા શિક્ષક અને ઉપદેશક તે કાળે તો સાધુસંતો અને કવિઓ હતા; તેમણે અંતરના નાદ અને નિર્મળ વર્તન તેમ પ્રતિભાથી નવો મન્વંતર પ્રકટાવ્યો, એમ ખાત્રીથી કહી શકાય છે.

આ સંતમહંતોએ ચતુર્વિધ પ્રવૃત્તિ આદરી હતી:

**સંતમંડળીની ધર્મની ચતુર્વિધ પ્રવૃત્તિ**

(૧) ઈશ્વર સંબંધી ઉદાત્ત કલ્પના, પ્રેમલ ભક્તિ, અને ચેતનવંત તેમ ઉલ્લાસભર્યું જીવન: પ્રથમ તો તેમણે પ્રેમલ અને સહજ શ્રદ્ધાળુ ભક્તિનો સિદ્ધાન્ત ઉપદેશ્યો; પ્રભુ બ્રાહ્મણ સિવાય અન્ય વર્ણોની જનતાને મહામોંઘો અને અપ્રાપ્ય હોવાની માન્યતા તોડી; સગુણ બ્રહ્મ–ઇષ્ટ દેવ, અનન્ય પ્રેમભાવથી, એકચિત્તથી ભક્તિ કરતાં ભક્ત ઉપર સહજ પ્રસન્ન થાય, ભક્ત સાથે પ્રેમસ્વરૂપ પ્રભુ લોકવ્યવહારમાં પણ સામેલ થાય અને તેનાં લડાવ્યાં લાડ લાડે, તેનું યોગક્ષેમ ચલાવે અને બાંહ્ય ધરી સંસારથી ઉપરતિ ઉપજાવી, પ્રવૃત્તિમાંથી નિવૃત્તિમાં વાળી, મુક્તિમાર્ગે પ્રેરે, ખરા પશ્ચાત્તાપથી પાપપંથથી નિવૃત્ત થવાને આતુર, દયા ચાહી શરણું શોધતા આર્ત ભક્ત પ્રત્યે દયામય, ભક્તવત્સલ કરુણા પારાવાર, પ્રભુ કૃપા વરસાવે, અને તેને અધીન થઈ રહે, અને સંકટપ્રસંગે વ્હારે ધાય, એવી ઉલ્લાસભરી, આશાવંતી ભાવના એ સંતમહંતોએ પ્રકટાવી. ( कौन्तेय ! प्रतिजानिहि न मे भक्तः प्रणश्यति ॥ अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ ) ભાગવત અને ગીતાને સંમત આ ભાવના છે, નરસિંહ આદિ ભક્તોએ તેને અવિરત ઝીલી ઝીલાવી છે.

(૨) લોકભાષા, લોકસાહિત્યનો સાભિમાન આદર. બીજું, ગિર્વાણ સંસ્કૃત ભાષાથી જ પ્રભુ સંતુષ્ટ થાય, ભાવહીન કર્મઠ પુરોહિત ગોર અગડંબગડં સંસ્કૃત બોલી, કરાવે તે ક્રિયાઓથી જ પ્રભુ પમાય, એવી પરાધીનતાભરી માન્યતાને તોડી, ઉંડા, આર્ત હૃદયમાંથી નીકળતી, સાચું આત્મનિવેદન કરતી, પશ્ચાત્તાપપૂર્વક પ્રભુપરાયણતાને સેવતી, ભકતની દેશ–લોકભાષા પ્રભુસાક્ષાત્કાર કરાવવાને સર્વથા સમર્થ છે, એવો ઉપદેશ કર્યો?

(૩) ભજનકીર્તન અને સાધુસંગતિપ્રેરિત ભક્તિ : ત્રીજું કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ એ માર્ગો વ્યવહારી સંસારીઓ માટે દુર્ઘટ તેમ દુષ્કર હોઇને, સાધુસંગતિસેવન, ભજનકીર્તન અને આત્મનિવેદનનો સરલ તેમ સુલભ આર્દ્ર, શીતલ ભકિતમાર્ગ તેમણે દાખવ્યો, અને પવિત્ર આચારવિચાર અને વ્યવહારનું સેવન પ્રભુ–શરણ ભકતને મુકિતને યોગ્ય કરે છે, ભકતની જાતભાત, ઉચ્ચનીચતા પ્રભુ જોતો નથી, પરંતુ દુરાચારી પણ અનન્ય ભકિતથી ભજતાં પ્રભુકૃપાને પામે છે, એવી ગીતાપ્રેરિત ભાવના પ્રકટાવી. ( **अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् साधुरेव हि मन्तव्य : सम्यग्व्यवहितो हि सः ॥–स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिं** )

(૪) વર્ણાવર્ણીનું ભેદન અને શૂદ્રાદિનો અપનાવ: ચોથું, તેમણે ઉચ્ચ વર્ણમાં જન્મ એ જ પ્રભુપ્રાપ્તિનો અધિકાર છે, એ ભાવના તોડી; પ્રભુના દરબારમાં ઉચ્ચનીચ જેવા ભેદ નથી, ઉલટું ઉચ્ચ વર્ણનો મનુષ્ય પ્રભુપરાયણ નહીં હોય તો તે અંત્યજ કરતાંયે પતિત છે; પરમહંસની પેઠે પરમ ભક્તદશાને પામેલા મનુષ્યને વર્ણાવર્ણાનો, આચારપાલનનો બાધ લાગે જ નહિ ( **निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः ।** ) અને ઉપદેશનો અધિકારી પણ ગમે તે વર્ણનો થઈ શકે છે, એ ભાવ પ્રવર્તાવ્યો. નરસિંહ મહેતાએ તો એ આચરી બતાવ્યો પણ છે. રામાનંદનો શિષ્યવર્ગ સ્ત્રી,

હજામ, ચાંડાલ અને મુસ્લીમ આદિથી વિભૂષિત થયો છે, લોકાદર પામ્યો છે, તેમ વારકરી સંતોએ પણ પોતાનામાં એવા જ વર્ગને ઉર્જ્વલ સ્થાન આપ્યું છે.

આ સંતમંડળીને વાસ્તવિક રીતે આરંભમાં તો સંપ્રદાયપ્રવર્તકોની પાકી પ્રેરણા હતી. તેમણે પોતાને ઇષ્ટ આચાર્યને ગુરૂ ગણીને, તેમના સિદ્ધાન્તોને ભેદભાવ આદિ થુલાંછાલાં ઝાટકી નીતારી વિશદ કર્યા અને લૌકિક રીતે પ્રચાર્યાં. પરંતુ એથી ભડકેલા અને સંરક્ષણ માટે ઉત્કટ થયેલા તે કાળના સમાજે એ સંતોનો, તેમના પ્રચલિત આચાર-વ્યવહારના ભંગથી સદન્તર બહિષ્કાર કર્યો. ( દા. ત. ૧. જ્ઞાનદેવના પિતા અને ૨.રામાનંદ. ) એટલે તેમણે શુષ્કહૃદયી જુઠ્ઠા સમાજ સામે બંડ જગાવ્યું, શાસ્ત્રી, કર્મઠ બ્રાહ્મણોના સ્વાર્થલોલુપ એકાધિકારની પતંગો ઉડાવી. (ભરૂચી) ચક્રધર, જ્ઞાનદેવ, નામદેવ, રામાનંદ, કબીર એ સહુની પ્રવૃત્તિ, એ તે કાળના સમાજ અને ધર્માધિકાકારીઓ સામેની બંડપ્રવૃત્તિ જ હતી.

**મહાનુભાવી ગુજરાતી સંત ચક્રધર.**

આવા લોકધર્મ વા સર્વમાન્ય ધર્મના પ્રસારનું પહેલું માન ગુજરાતી સંતને ગુજરાતનો ઇતિહાસ જ નહીં,પણ મહારાષ્ટ્રનો ઇતિહાસ આપે છે. હિન્દુ સમાજનો વર્ણભેદ તેમ સંસ્કૃત ધર્મકર્મ–ગ્રંથોની અપરિહાર્ય આવશ્યકતા અતિ અસહ્ય થઈ પડતાં ભરૂચના બ્રાહ્મણ રાજા હરપાળ દેવે, જે પ્રશાન્ત ચક્રધરને નામે સુપ્રસિદ્ધ હતા,[૩૨] તેમણે ( શક ૧૧૮૫–ઇ. સ ૧૨૬૩ માં )

---

૩૨ આ સંત ચક્રધરનું જીવન ચમત્કારિક હતું. તે ચક્રધરચરિત, લીલા-ચરિત, મૂર્તિપ્રકાશ આદિ ગ્રંથોમાં આલેખાયું છે. તે દેવનાગરિના રાજા મહાદેવના રાજકાળમાં થઈ ગયા. વહ્રાડ પ્રાંતમાં તેમનો પંથ અસ્તિત્વમાં આવ્યો હતો. તેમના શિષ્યો અનેક હતા. ગુજરાતમાં ૫૦૦ થી વધુ હતા. તે ગુજરાતી હોવા છતાં તેમનો પસારો મહારાષ્ટ્રમાં પસર્યો. નાગદેવભટ્ટ તેમના મુખ્ય શિષ્ય હતા, અને તેમણે આ પંથ પ્રસાર્યો. અને તેની ગ્રંથાવલિ ગુજરાતીને બદલે મરાઠીમાં અંકિત થઈ. તેની ત્રણ મુખ્ય

સંન્યસ્ત દીક્ષા લેઈ, કૃષ્ણભક્તિનો મહાનુભાવ–માનભાવ પંથ કાઢ્યો. મહારાષ્ટ્ર, ગુજરાત, મધ્ય પ્રાંત, અને પંજાબમાં પણ એ પંથ વિસ્તર્યો, અને ઠેઠ કાશ્મીર અને કાબુલમાં પણ એ પંથનાં કૃષ્ણમંદિરો સ્થપાયાં. ગુજરાતમાં તે અચ્યુત પંથ અને પંજાબમાં જયકૃષ્ણિ પંથને નામે ઓળખાય છે. વળી આ મહાનુભાવ પંથે મહાનુભાવ નામ યથાર્થ કરવા ગિર્વાણનો એકાધિકાર ભાંગી, ધર્મભક્તિનાં સાહિત્ય મરાઠી ભાષામાં રચવાની પ્રવૃત્તિ ઉઠાવી, અને સંત જ્ઞાનેશ્વરને તેમની મરાઠી સાહિત્યપ્રવૃત્તિમાં પ્રેરણા એ સાહિત્યે આપી છે. ઉપનિષદ્ અને ગીતા તેમ ભાગવત તેમના પૂજ્ય ગ્રંથો, અને એકલા શ્રીકૃષ્ણચંદ્ર ઉપાસ્ય દેવતા, તેમ તેમના અપર અવતાર દત્તાત્રેય પણ; અને બીજાં દેવદેવી તેમને અમાન્ય; તેમને વેદ પ્રમાણ હોઇને ચાતુર્વર્ણ્યવ્યવસ્થા માન્ય, પણ વિવિધ જાતિઓ અમાન્ય; અસ્પૃશ્ય શિવાય સર્વ હિન્દુઓ શૂદ્રાદિ પર્યંત દીક્ષા લેઈ શકે, મહંત પણ થઈ શકે. માંસાન્ન અને માદક પદાર્થ તેમને નિંદ્ય, નિષિદ્ધ; ભિક્ષા માગીને ઈશ્વરભક્તિમાં જીવન ગાળવું એ મુખ્ય ધ્યેય તેમનું હતું. મહારાષ્ટ્રમાં આમ વિચારક્રાન્તિને વિકસાવી, ધર્મ સંબંધી લોકાદરને યોગ્ય પ્રવૃત્તિ ગુજરાતી મહાનુભાવી સંત ચક્રધરે પ્રવર્તાવી.

---

શાખાઓ છે. તેઓ કાળાં કપડાં વાપરે છે. ચંદન અને તુળશીની માળા ઘાલે છે. મહાનુભાવમાં બે વર્ગ છે: એક ઉપદેશી અને બીજો સંન્યાસી. ઉપદેશીવર્ગ સોળે સંસ્કાર પાળે છે; ચાતુર્વર્ણ્ય અને જાતિધર્મને સંમાને છે. સંન્યાસી આ સહુથી પર રહે છે. સ્ત્રી અને શૂદ્રો પણ સંન્યાસ લેઈ શકે છે. તેનું સાહિત્ય મરાઠીમાં દેવનાગરિ લિપિમાં પુષ્કળ લખાયલું છે. તેમાં કેટલાંક સાંકેતિક લખાણો, અનધિકારીઓને માટે અકળ અને દુર્ગમ કરવાના હેતુથી સમાવેલાં હોય છે.જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતાના પહેલાં આ માનભાવી પંથના પંડિતો-એ ગીતા ઉપર ૧૭ ટીકાઓ લખી છે. શ્રી ચક્રધર શાકે ૧૧૮૫ થી ૧૧૯૪ સુધી પંથપ્રવર્તન કરી ઉત્તરાપથ બદ્રિકેદાર સીધાર્યા અને સમાધિ લીધી. (જુઓ મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ ૧૮ મો વિભાગ, ૭૬–૭૯; તથા મરાઠી રીયાસત જી. એસ. સર દેશાઇની, પૂર્વ ભાગ પા. ૬૦–૬૧).

**નાથપંથ અને તેનું સાહિત્ય**

આ કે એથી કંઈક વહેલા સમયમાં ભાગવતના નવ વૈષ્ણવ યોગેશ્વરોના અવતારરુપ લેખાતા, કાનફટા નવ યોગીઓનો નાથ સંપ્રદાય બંગાળા અને ઉત્તર-હિન્દમાં ઇ. સ. ૧૨ મા સૈકામાં પ્રવર્ત્યો હતો; ગુજરાતમાં પણ તેમનાં સ્થાનકો આ કાળે સ્થપાયાં હતાં. મત્સ્યેન્દ્રનાથ તેના આદ્ય પ્રવર્તક હતા. બદ્રિકેદાર મધ્યે દત્તાત્રેયે તેમને યોગ માર્ગ શીખવ્યો. ગોરખનાથ તેમના પટ્ટ શિષ્ય હતા. મુખ્ય નવ નાથ કહેવાય છે.એમાંના એક મુખ્ય જાલંધરનાથ રેવાતીરે જન્મ્યા હતા. બંગાળાના રાજા ગોપીચંદ અને માળવા–ધારાનગરીના ભર્તૃહરિ આ પંથના મોટા અનુયાયી હતા. ભાગવતને આધારે[૩૩] આ કાનફટા યોગીઓ વૈષ્ણવ લેખાય છે, પણ તેઓ શૈવ મતના સાથે સાથે હતા. તેઓ ગળે રૂદ્રાક્ષ બાંધે છે, શંકરનો અધ્યાત્મજ્ઞાનનો પાર્વતીને કરાયલો ઉપદેશ આદ્યઉત્પાદક આદિ નાથે સાંભળ્યો હતો. તેઓ મંત્રતંત્ર અને યોગસિદ્ધિઓના સાધક હતા. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તેમ શક્તિથી પણ પોતાને પરાક્રમમાં વધુ સબળ લેખતા લેખાવતા હતા. ચમત્કાર કરતા, અનેકને શિષ્ય બનાવતા તેઓ સમગ્ર હિન્દને અનેક વાર ખુંદી વળ્યા અને જનતા ઉપર પોતાના ગજબ પ્રભાવ અજબ રીતે પાડી શકયા હતા. અને તેમનો લોકાદર એટલો બધો વધી ગયો હતો કે તેઓએ જાણે ઉત્તરોત્તર અવતાર લઇને પણ ધર્મ અને સમાજનું ઉદ્ધારકાર્ય સતત જ સંતત રાખ્યું એવી લોકોની શ્રદ્ધા–ભાવના તેમનામાં બંધાઈ અને તેના પરિણામે દક્ષિણના પુંડલિક,

---

૩૩ कविर्हरिरंतरिक्षः प्रबुद्धः पिप्लायनः । आविर्होत्रोऽथ द्रुमिलश्चमसः करभाजनः । મત્સ્યેન્દ્ર, ગોરખ, જાલંધર, કાનિફ, ચર્પટ, (મીનનાથ) નાગેશ, ભરત, રેવણ અને ગહિની એ નવનાથ. મત્સ્યેન્દ્રે સતારા જીલ્લામાં મચ્છેન્દ્ર ગઢમાં ઇ. સ. ૧૨૧૦ના સુમારમાં ચૈત્ર વદ પાંચમે સમાધિ લીધી હતી. શાબરી, મંત્રતંત્રવિદ્યા અને યોગમાર્ગનો તેમણે પ્રસાર કર્યો હતો.

જ્ઞાનદેવ, નામદેવ આદિ સંતો તેના અપર અવતાર મનાયા છે. કબીરે ગોરખમત–નાથમત વિષે ઘણાક ઉલ્લેખ કર્યા છે, એ તેના કાળ પૂર્વે નાથ સંતોની લોકપ્રિયતાનો પુરાવો છે.

તેઓ પંથપ્રવર્તક હોઇને તેમણે દેશભાષા–હિંદી–બંગાળીમાં બોધ દેવાનો અને ભક્તિસાહિત્ય ગદ્ય–પદ્ય ફેલાવવાનો અવિરત ઉદ્યમ કર્યો હતો. ત્યાગ, વૈરાગ્ય અને ભક્તિ એ તેમનાં મુખ્ય ઉદ્દેશ્ય હતાં; સ્ત્રી, વૈશ્ય અને શૂદ્રાદિ વર્ગો મોટે ભાગે તેમની અસર હેઠળ આવ્યાં. કચ્છ અને કાઠિયાવાડમાં ( મુખ્યત્વે ગિરનાર ) તેમનાં પુરાણાં સ્થાનક છે અને ભૂકંપથી ચન્દ્રાવતીનું રાજ્ય દટાયું તેમ કચ્છમાં અનેક ભૂકંપો થયા તે વેળા એવા ચમત્કાર તેમને જ હાથે થયાની દંતકથા છે.[૩૪] તેઓ અદ્દભુત યોગી

૩૪ કાનફટાઓની પાસે શિંગી,મુંગી,અને ખપ્પતી મુખ્યત્વે હોય છે. શિંગી વગાડયા પછી અને કોઈ ભૂખ્યુંદુખ્યું મળી આવે તો તેને સંતોષ્યા પછી ભોજન કરવાનો તેમનો નિયમ છે. પ્રાચી સરસ્વતીને કાંઠે આમ તેના સાધુ હજી ભીક્ષાર્થીને પોકારે છે. [જુઓ બોમ્બે ગેઝેટીયર–કાઠીયાવાડ વો. ૮, પા. ૪૪૬–૭; પા. ૧૫૫–૬] કાનની બૂટ ફાડીને તેમાં કાળા લાકડાની પોલી ટોટી, વા કાચ કે સ્ફટિક તેઓ ઘાલે છે. તેઓ રસવિદ્યામાં નિપુણ અને પાકા કિમીયાગર લેખાયા છે. ભીક્ષા ઉપર જીવન ગાળવાનું તેમને માટે વિહિત છે. તેઓ મુદ્રા ધારણ કરે છે. કાનફટાઓને પરણવાની તેમ સ્ત્રીસંગનીયે મના છે. કાનફટાઓ પરસ્પર મળે ત્યારે ‘ ૐ આદેશ ’ તારી શી ઇચ્છા છે? એમ બોલે છે. ઉપદેશ એ તેમનું કર્તવ્ય છે. [ જુઓ બોમ્બે ગેઝેટીઅર, કચ્છ વો. ૫, પા. ૮૫–૮૮ ] ગિરના જંગલ પાસે ગોરખ મઢી નામની જગ્યા ગોરખનાથની છે. કચ્છમાં નારાયણ સરોસર અને આશાપુરાનો માઢ તેમનાં પ્રખ્યાત સ્થળ છે. સીલોનમાંથી ઈ. સ. ૧૫૦૦ રાવ ખેંગારજીના બાપે આશાપુરાની મદદ માગી કાપડીને વસાવ્યો હતો. ઈ. સ. ૧૩૦૦ માં મોડ અને મનાઇના સમા ભાયાતો કચ્છમાં આવ્યા ત્યારે કંથકોટ આગળ કંથડનાથની કૃપાથી કિલ્લો બાંધ્યામાં આવ્યો હતો. ત્યાં કંથડનાથની મૂર્તિ પૂજાય છે. પૂજારી બ્રહ્મચારી છે, આહિર અને રજપૂતોમાંથી મહંતની પસંદગી થાય છે. ત્રણ ગાદીઓ ધીણોધર, શિવરા મંડપ અને મનફર [ વાગડ ] માં છે.

હતા, આગ્રહી ઉપદેશક હતા. અવિરત પ્રવાસી હતા, દ્વારકાનાથથી જગન્નાથ અને કેદારનાથથી રામનાથ તેઓ ઘૂમતા જ રહેતા હતા. ગુરૂ દત્તાત્રેયનો સંબંધ પણ આ નાથ પંથ સાથે નિકટપણે જોડાયો છે; દત્તપંથી અને નાથપંથનું, ગુજરાતી ગદ્યપદ્ય પુરાણું સાહિત્ય કેટલુંક મળ્યું છે, પણ તેનો કાળ સમયનોંધના અભાવે નિશ્ચિત થઈ શકતો નથી; પરંતુ મધ્યકાળના આરંભપૂર્વે તેઓ ગુજરાતમાં સંમાન્ય મહંતપદ મેળવી ચૂકયા વિષે અને સંખ્યાબંધ મધ્યમવર્ગની જનતાને પોતાના પંથમાં ભેળવ્યા વિષે હવે કશીયે શક રહ્યો નથી.

**નામદેવાદિ વારકરી સાધુસંતો**

ઉપર જણાવેલા રામાનુજ સંપ્રદાય, મહાનુભાવ પંથ અને નાથ-પંથ, એ સૌની પ્રેરક અસર મહારાષ્ટ્રના જ્ઞાનદેવ, નામદેવ આદિ વારકરી સંતકવિઓને ઘણી જ સ્ફૂર્તિદાયક અને નવજીવનસમર્પક થઈ છે. અને ગુજરાત એ ત્રણેનું અને સાથે સાથે વારકરી પંથનું યે કાંઈ ઓછું ઋણી નથી. વારકરી સંતકવિઓએ પોતાની, લોક-ભાષામાં ભાંડરૂ સમાન જનતાને બોધ દેવાની, લોકભાષામાં હૃદયની સર્વ પ્રકારની આરતો અને વેદનાઓ આત્મસમર્પણપુરઃસર પોતાના શ્રદ્ધાસ્પદ અને પ્રેમપાત્ર પ્રભુને ગદ્‌ગદિત કંઠે નિવેદવાની, પ્રભુદર્શન–અનુગ્રહપૂર્ણ આર્દ્રતા અને દીનતાને અંતે મેળવવાની, અને તે અર્થે લોકસાહિત્ય–ભજનકીર્તનાદિ રચવા–રચાવવાની પ્રથા અસરકારક રીતે પ્રચરી હતી, એટલું જ નહીં પણ તેમણે પ્રભુ સન્મુખ ઉચ્ચ-નીચનો, જાતજાતનો ભેદભાવ હોઈ શકે નહીં, બ્રાહ્મણ વા શૂદ્ર, પુરૂષ વા સ્ત્રી, રાય વા રંક, સજ્જન વા ભક્તિપંથે ચડેલો દુર્જન પણ એ સહુ મોક્ષનાં અધિકારી છે, એવો ઉદારમય નિરપવાદ અધિકાર પ્રભુભક્તિ અને પ્રભુપ્રાપ્તિ માટે સ્થાપ્યો; અને એવું જ પ્રતિપાદન કરતો ઉદાત્ત ભક્તિમાર્ગ સંયોજી, બહોળા અંશમાં વ્યવહારમાં ઉતાર્યો–ઉતરાવ્યો. તેમના ઇષ્ટ ઉપાસ્ય પંઢરપુરના વિઠ્ઠલનાથ (વિષ્ણુ) છે. તેમની

સ્થાપના ઈ. સ. ૧૨૨૮ માં (સં ૧૨૮૪ માં) થઈ લેખાય છે. ભાગવતધર્મમાં પુંડલિકે મથુરાંથી આ મૂર્તિ આણ્યાનું કહેવાયું છે. તેમ પંડિત ભગવાનલાલ ઈન્દ્રજી આદિનો મત એવો પણ છે કે દ્વારિકાના દ્વારકાનાથની પ્રતિવર્ષ યાત્રા કરવાનું વ્રત, જરઠ માતપિતાની સેવાને અંગે તૂટવાની અણીએ આવતાં તેનો આર્દ્ર અને આર્ત અંતરનાદ સાંભળી, દ્વારિકાથી દ્વારકાનાથ રુક્મિણી સાથે ડિંડિર વનમાં જ ઉપસ્થિત થયા અને ઈંટ-વીટ ઉપર ઉભા રહ્યા અને વિઠોબારુકમાઇને નામે ભક્તાધીન ભગવાન ત્યાં રહ્યા. આનો અર્થ કેટલાક દ્વારિકાથી પુષ્ટાવેલી મૂર્તિ અશક્તિ આદિના કારણે પ્રતિવર્ષ યાત્રા ન થઈ શકતાં પુંડલિકે સ્થાપી એમ કહે છે. દ્વારિકાંધીશ બાલસ્વરુપ તેમનું ઉપાસ્ય દૈવત છે, વારકરીઓએ દ્વારકાનાથનાં તેમ મોક્ષપુરી, કૃષ્ણને વલ્લભ દ્વારકાં પુરીનાં નામસ્મરણ કર્યા છે અને દ્વારકાની યાત્રા તેમને માટે વિહિત છે. નામદેવાદિ દ્વારકાની યાત્રા કરી ગયા હતા, એ સહુ જોતાં આ કિંવદતિ સવિશેષ માન્ય થાય છે.

જો કે વાસ્તવમાં તો આ,વિઠ્ઠલનાથના પરમ ઉપાસક વારકરી સંતો ભાગવત, પરમ વૈષ્ણવો છે, કારણ શ્રી વિષ્ણુનું સ્વરૂપ તેમનું પરમ ઉપાસ્ય છે. પરંતુ તેમણે હરિ અને હરનો અભેદભાવ પ્રતિપાદ્યો અને ચિવ્વટપણે પ્રવર્તાવ્યો; અને તે રીતે દક્ષિણના જ નહીં,પણ હિન્દના બીજા ભાગોમાં શૈવ અને વૈષ્ણવો વચ્ચેના તીવ્ર મતભેદ તેમ મનોભેદને ય અત્યાચાર સુદ્ધાંતને ઘણે અંશે શમાવ્યા છે; કે જે ભેદભાવો અને વિખવાદો રામાનુજ અને માધ્વ વૈષ્ણવધર્મી પ્રવૃત્તિએ ઉગ્ર રૂપમાં સતેજ કર્યા હતા. વળી વારકરી પંથ કેવળ ભક્તિમાર્ગપરાયણ છે; નિવૃત્તિપર છે; શરણાગતિ, શાન્તિ, સંતસંગતિ, વિરક્તિ, જ્ઞાનપ્રાપ્તિ, ત્યાગ અને પરોપકાર એ તેનો ભક્તિમંત્ર છે; સગુણ બ્રહ્મની ઉપાસના સાથે નિર્ગુણ બ્રહ્મ પરમધ્યેય હોઇને તે અદ્વૈતમતનો નિઃસંશય પુરસ્કર્તા છે. શ્રીવિષ્ણુ -કૃષ્ણ પરમાત્માનું સ્વરૂપ ઉપાસ્ય હોઇને તેની અને તેના અપર અવતારોની લીલાઓનાં ગાન, ભજન-કીર્તન કરવામાં, ઉત્સવાદિ

પાળવામાં સદાય નિરત રહેવું, એ તેમનું વ્રત છે. કીર્તનભક્તિ એ તેમનું રસભર્યું અને પ્રભુપરાયણ એકતાનતાનું ઉર્જસ્વી લક્ષણ છે. **सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः। नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते।** એ ભગવદ્‌ગીતાનો તેમ ભાગવતમાં અનેક સ્થળે પ્રતિપાદન કરેલો ભક્તિનો રાજવિદ્યા રાજગુહ્યયોગ તેઓએ પોતાના જીવનમાં વણી, અન્યનાં જીવનમાં વણાવી પણ દીધો છે.

આ વારકરી પંથ અન્ય કોઈ પંથ કે સંપ્રદાયનો દ્વેષ્ટા નથી, ઉલટો, યથાશક્તિ સૌનાં વિવાદી, વિસંવાદી તત્ત્વોને ટાળનાર સારગ્રાહી સંવાદી પંથ છે. આ પંથ ભક્તિપ્રધાન હોવા છતાં તેને જ્ઞાનભક્તિયોગ સંમાન્ય છે, જ્ઞાન અને ભક્તિનો મધુર મિલાપ આ પંથે કર્યો છે; કર્મમાર્ગનો તે વિરોધી નથી, તે ચોક્કસ હદ પર્યંત ચિત્તશુદ્ધિ માટે કર્મમાર્ગ અને કેટલાક આચારોનેય સત્કારનારો છે; આ, આમ વૈદિક ધર્મને અનુકૂલ પંથ છે. આ પંથ, વૈદિક ધર્મનો અને વર્ણોનોયે ઉચ્છેદક હોવાનું કેટલાક સમાજસુધારકોએ કહેલું છે. પણ તે એ પંથના ઉદ્દેશ અને સાહિત્યની તેમની અનભિજ્ઞતા જ જણાવે છે. અલબત્ત આ પંથના સંતોએ વૈદિક ધર્મની કેટલીક સંકુલતા અને જડ કર્મપ્રણાલિ સામે તેમ જ વર્ણજાતિ–ના કેટલાક ભેદભાવભર્યા નિયમો ને આચારોની વિરૂદ્ધ બંડ ઉઠાવ્યું છે, અને પોતાના વર્તાવથી તેમ જ ઉપદેશથી પંથ તેમ સમાજની ક્રાન્તિ સાધી છે, એ તદ્દન ખરૂં છે. પરંતુ કરુણાળુ, કૃપાળુ પ્રભુ બ્રાહ્મણ તેમ શૂદ્ર અને અસ્પૃશ્યોનો યે છે, "મુક્તિના અને ભક્તિના માર્ગમાં" જાતિભેદની કિમ્મત જ નથી, જન્મ કે જાતને બદલે, શુષ્કજ્ઞાન તેમ કર્મઠપણાને બદલે ભક્તના હૃદયની આર્દ્રતા, દીનતા, નિષ્ઠા અને સદાચાર, સદ્‌વર્તન તે જુએ છે, એમ તેમણે સ્પષ્ટ નિર્દેશી, વ્યવહારમાં એ સિદ્ધાન્ત અપનાવ્યો છે. ગીતા અને ભાગવતને અનુકૂળ સ્ત્રી, વૈશ્ય અને શૂદ્રોને, તેમ પાપથી ચ્યુત થયલા આર્ત અને આર્દ્ર અનન્યભાવી મુમુક્ષુઓને માટે ભક્તિ-માર્ગ, નામસ્મરણ, ભજનકીર્તનાદિ દ્વારા તેમ ચિત્તશુદ્ધિ સાધનારા

નિર્મળ વર્તન અને પ્રાયશ્ચિત્ત રૂપ વ્રત–તીર્થાટન દ્વારા સુલભ અને સરળ કરવાના ઉદાત્ત ઉદ્દેશથી તેમણે યોજ્યો, અને તેને અંગે એમણે આવો, અનિષ્ટ અને ભગવત્પ્રાપ્તિમાં બાધા રૂપ થતો, અને કઠોર સમાજથી પોતે અનુભવેલો, જાતિભેદભાવ તોડવા મથન કર્યું. એટલું જ નહીં પણ સ્ત્રીઓ, સોની, કુંભાર, મહાર અને ચમારને પણ પોતાની ભક્ત–સંતમંડળીમાં ઉચ્ચ સ્થાન આપેલું છે. અને તેને પરિણામે ગોરા કુંભાર ( ઇ. સ. ૧૩૦૦ ), બંકા મહાર (ઇ. સ. ૧૩૧૯), ચોખામેલા ( ઇ. સ. ૧૩૪૦ ), અને રોહિદાસ ચમાર આદિ અનેક વારકરી સંતો જનતામાં સંમાન્ય લેખાયા હતા, અને આજે પણ હજી સામાન્ય લેખાય છે.

આ પંથના સંતો, ઉપર જણાવ્યું તેમ, વ્યવહારમાં વિઠોબાના પૂજક છે, પરંતુ પરમાર્થમાં તેઓ રામ, હરિ, શિવ આદિ દેવોને પણ ઊંડા ભાવથી સન્માને છે. પુંડરિક ક્ષેત્રમાં શિવનું સ્થાનક છે, એ સુવિદિત છે. પાંડુરંગે શિવને મસ્તકે ધાર્યાનું આ સંતો માને છે. ' રામકૃષ્ણ હરિ ', ' શ્રી રામ, રામ '; 'શ્રી રામ જયરામ, જયજયરામ' એ તેમનો મંત્ર છે. પરંતુ તેઓ જેટલા કૃષ્ણોપાસક તેટલા રામોપાસક અને નિર્ગુણ બ્રહ્મવાદી પણ છે. અને આ વારકરી પંથના ઉદાત્ત સિદ્ધાન્તને અપનાવનાર રામાનંદ, કબીર આદિ સંતોએ ઉત્તર હિન્દમાં તેમ ગુજરાતમાંયે પણ રામભક્તિનો અને સાથે સાથે નિર્ગુણ બ્રહ્મભક્તિનોયે વિશેષ ફેલાવો કર્યાનું જાણ્યામાં આવ્યું છે.

ટૂંકમાં વારકરી સંતો, પ્રભુની ભક્તિમાં શૈવ અને વૈષ્ણવના, રામ અને કૃષ્ણના, સગુણ અને નિર્ગુણના, દ્વૈત અને દ્વૈતાદ્વૈતના, અદ્વૈત અને વિશિષ્ટાદ્વૈતના ભેદભાવભર્યા ટંટાઓને તેમ સ્ત્રી–શૂદ્રાદિના બંધોને અને અધિકારભેદોને નહિવત્ કરવા સફળ રીતે મથ્યા છે.

વળી સમજાય છે તેમ નિમ્બાર્કના સ્વકીયા શૃંગારરસનું ઉદ્દીપન કરનારા, રાધાકૃષ્ણભક્તિના સિદ્ધાન્તમાં વિલાસ અને વિહારને, અલબત્ત તેમાં પરકીયા શૃંગારાનુભવને અવકાશ હોઇને, તેમ તેનો,

વિકારી દંભી સ્ત્રીપુરૂષોને હાથે અપમાર્ગે દુરાચારમાં ઉપયોગ થયાનુંયે સમજીને, વારકરી સંતોએ રાધાકૃષ્ણને બદલે કૃષ્ણરૂકિમણી-વિઠોબા-રૂખમાઇને પોતાનાં ઉપાસ્ય દૈવતાપદે સ્થાપ્યાં, શૃંગારોદ્દીપક ભાવ યથાશકય કમી કર્યો; અને એ પંથની નિર્મળતા, આચારશુદ્ધિ સ્થાપી. અને રામાનંદે તો શ્રી રામની ભક્તિ સાધી, એવી શૃંગારોદ્દીપક, વિકારશીલ ભાવનાને તદ્દન નિરવકાશવતી જ કરી છે; અને તેના અનુયાયી કબીરે તો સગુણ ઉપાસ્ય દેવ દશરથપુત્ર રામમાં દ્વૈતભાવને અવકાશ હોવાથી નિર્ગુણ બ્રહ્મના અર્થમાં જ રામનામની લગની અને રામરહીમની એકતા ઉપદેશી દ્વૈતભાવ જ સમૂળો ટાળ્યો છે.

વારકરી પંથનો ભક્તિમાર્ગ મુખ્યત્વે નામસ્મરણ અને નામ-કીર્તનનો છે, તેમ નિઃસંશય અદ્વૈતમાર્ગની સિદ્ધિને સર્વથા પુરસ્કારનાર પણ છે. **एकमेवाद्वितीयं ब्रह्म नेह नानाऽस्ति किंचन** એ મુખ્ય સિદ્ધાન્ત વારકરી સિદ્ધાન્ત છે. સગુણ બ્રહ્મના આ ઉપાસકોનું લક્ષ્ય નિર્ગુણ બ્રહ્મ છે; ખરૂં ભક્તિસુખ, ખરો આનન્દ તો અદ્વૈતબ્રહ્મમાં જ છે, એવી તેમની પાકી શ્રદ્ધા અને માન્યતા છે. આ પંથ અકર્મણ્યતામાં માનતો નથી, મુમુક્ષુ અવસ્થામાં કર્મશીલતાનો અંગીકાર કરે છે જ; વ્રત, ધ્યાન ઉત્સવપાલન, તીર્થયાત્રા, ચિત્તશુદ્ધિ માટેનાં ભક્તિયોગસાધક કર્મ, તેમ નિત્યના આવશ્યક વ્યવહારના અંગનાં કર્મોને આ ભક્તિમાર્ગમાં, પૂરેપૂરો અવકાશ તેમ સ્થાનેય છે. 'પરદારામાં જનેતાબુદ્ધિ' અને ' પરધનમાં પાષાણબુદ્ધિ ' સેવનાર, અને ઉત્કૃષ્ટ નીતિ-રીતિને પાળનાર ભક્ત અચૂક પ્રભુચરણ પામે છે, એવો આગ્રહી મત નામદેવનો છે અને એ વારકરી પંથની ખરી શુદ્ધતા સિદ્ધ કરે છે.

આ વારકરી પંથ ઇ. સ. તેરમા સૈકાના અંતથી ખીલવા માંડયો. તેના સંતો પૃથ્વીપરિક્રમાવાસી, એટલે કે ભરત-ખંડનાં ચોખુણનાં તીર્થોના નિયમિત યાત્રિઓ હતા. ગુજરાતનાં તીર્થોથી, મુખ્યત્વે દ્વારકાથી તેઓ સુ-પરિચિત હતા. દ્વારકાંનાથના તો ઉપાસક હતા. તેઓ સાધુત્વ, નિર્મળ વર્તન, અને આંતરનાદને સંતોષનારા ઉપદેશની પ્રવૃત્તિથી

વારકરી અસરનો નિષ્કર્ષ

તેમ જ હૃદયગ્રાહી કવિત્વથી દીપ્યા હતા. એ સંતો ગુરુપરંપરાના તેમ ગુરુગ્રંથની ઉપાસનાના આગ્રહી હોઇને સંતવાણીને નિત્યપાઠ તરીકે સત્કારનારા હતા. નરસિંહ મહેતા અને મીરાંની ગુર્જરી વાણી તેમના પદસંગ્રહમાં અદ્ય પર્યંત જળવાયલી છે અને કીર્તનો દ્વારા ગવાતી રહી છે. વારકરી સંતોએ દક્ષિણમાં તો તે કાળે અનેક દિશામાં અદ્દ્ભુત કામગિરી કરી છે; મુસ્લીમ-વિજાતીય યાહોમ વટાળ અને ધર્મોચ્છેદન સામે સ્વધર્મ અને આર્ય જાતિનો ટકાવ વારકરી સંતોએ ચિવ્વટપણે કર્યો છે; તે કાળની આતુર જનતાનો ઉદ્ધાર કર્યો છે; તેમ વિચાર, ઉચ્ચાર અને આચાર-એ સંસારાવશ્યક ત્રયીનો જે અપમેળ તે કાળે થયો હતો તેનો સુમેળ કરવા પૂરતાં જાતિબંધનનાં ચોક્કસ સ્વરૂપો ભેદ્યાં પણ છે. તેમણે સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રો તેમ પોતાને સદાને માટે પાપપંકમાં ડૂબેલા માનતા અને સમાજમાં પતિત અધમ લેખતા, મોક્ષને માટે અપાત્ર ગણતા માણસોને પણ સન્માર્ગે વાળ્યા છે, તેમનાં જીવન શ્રદ્ધાવંતાં, ઉલ્લાસવંતાં રસભર્યાં કર્યાં છે; સંસારમાં ગૃહસ્થદશામાં રહીને પરમાર્થ સાધવાનો માર્ગ દાખવ્યો છે.

" સંસારસું સરસો રહે અને મન મારી પાસ,
સંસારથી લેપાય નહીં તે જાણું મારો દાસ."

આ ઉક્તિ વારકરી સંતોએ વ્યવહારસિદ્ધ કરી કરાવી હતી. ટુંકમાં સ્વધર્મ, સ્વજાતિ, સ્વસમાજ, સ્વદેશ, સ્વભાષા આદિ ઉદાત્ત ભાવનાઓ વ્યવહારમાં સફળ રીતે તેમ સબળ અંશે પણ તેમણે ઉતારી મહત્ લોકોપકારક કાર્ય આદર્યું છે; જેની અસર અદ્યાપિ નિર્ભર રહેલી જોવામાં આવે છે.

**રામાનન્દ અને રામભક્તિ**

ઉત્તર હિન્દમાંથી ભક્તિજવાલા દક્ષિણમાં ઉતરી છે, તેમ દક્ષિણના ભક્ત સંતોએ પણ એ જવાલાઓ ઝીલી દક્ષિણની જ નહીં, પણ ઉત્તર હિન્દ, પંજાબ અને ગુજરાતની શ્રદ્ધાળુ જનતાના હૃદયાંધકારોને ટાળ્યા-બાળ્યા છે. અને એ સંતમંડળીમાં વારકરી સંતો મુખ્ય છે. રામાવત વા રામાનંદી પંથના પ્રવર્તક રામાનંદ સ્વામી ( ઈ. સ. ૧૨૯૯-૧૪૧૧ ) એક લેખે ગુરુપરંપરા

અનુસાર રામાનુજી સંત હતા, પણ વાસ્તવિક રીતે નામદેવાદિ વારકરી સંતોની સહઅસરથી રંગાયલા હોવા સંભવે છે. તેમણે ઉત્તર હિન્દમાં અને ગુજરાતમાં વારકરી સંત નામદેવની પેઠે વિષ્ણુસ્વરૂપ રામચન્દ્રજીની ભક્તિનો–'રામભક્તિ'નો જ્વલંત રીતે પ્રચાર કર્યો. અને નામદેવની પેઠે રામાનંદ ગુરૂ નાનકજીના શ્રી ગ્રંથસાહેબમાં ચિરંજીવ સ્થાન પામ્યા છે. પરંતુ રામાનંદ અને નામદેવના જીવનોદ્દેશ અને પ્રવૃત્તિમાં ઘણું ઘણું સરખાપણું એક રીતનું હોવા છતાં થોડોક ફેર હતો. રામાનંદ હરિહરની એકતા કે અન્ય અવતારો અને દેવોની અપનાવટની માથાકૂટમાં ઉતર્યા જ ન હતા, શૈવ વૈષ્ણવની મહત્તાની માથાઝીક કરી ન હતી; અને વર્ણભેદને નરમ કરવાને બદલે, ઉલટું બને તેટલો તોડવા મથ્યા હતા. કેટલેક અંશે તેમની પ્રવૃત્તિ ઉગ્ર અને કંઈક ઘોકાપંથીયે હતી, વારકરી પ્રવૃત્તિ જેવી સમાધાનશીલ અને શાન્ત બેઠીબાંધણીની ન હતી. રામાનંદે, જૈનો અને બૌદ્ધો સાથે વાદવિવાદ કરી, ઠામઠામ પોતાના શિષ્યવર્ગો સ્થાપ્યા હતા. રામ, અને સીતા તેમનાં ઉપાસ્ય દેવ, જો કે નિર્ગુણ બ્રહ્મ તેમનું લક્ષ્ય હતું. અને તેથી રામાનંદ મૂર્તિપૂજા અને સગુણ બ્રહ્મભક્તિને નિતાન્ત ટાળી શક્યા નહીં, પણ તેમણે તે બન્નેને બને તેટલો નિરવકાશ આપવાને મથન કર્યું છે. જો કે સિદ્ધાન્તમાં તો મૂર્તિપૂજા ટળવાનો ઉપદેશ કર્યો છે, પણ વ્યવહારમાં તેઓ તેને પાળી પળાવી શક્યા નહતા.

રામાનંદી પંથ એટલે લોકાનુકૂલ ધાર્મિક પ્રવૃત્તિ, દેવભાષા ગિર્વાણ-ને બદલે દેશ–લોકભાષાને જ અપાવનારી લોકપ્રવૃત્તિ. રામાનંદે માતૃભાષા દ્વારા ધર્મોપદેશ કરી હિન્દી ભાષાસાહિત્યનો ઉત્કટ આરંભ કર્યો છે, અને નરસિંહ મહેતા આદિએ પણ એ જ પ્રણાલિને અનુસરી ગુર્જરી વાણીને બહલાવી છે.

મુસ્લીમ આક્રમણથી કંટાળી ગયલી, તેમ બ્રાહ્મણધર્મથી સંતાપાયલી અને તેથી તેને ફગોટવાને, સાપ જેમ જૂની કાંચળીને તજે છે તેમ, તત્પર થયલી, ધર્મભાવનાશીલ જનતાએ રામાનંદનો ઊંડો સત્કાર

કર્યો. પોતાના પુરોગામી, બ્રાહ્મણ નહીં એવા સંતભક્તોએ ભક્તિ-માર્ગમાં અડચણકર્તી વર્ણભેદનારા જન્મનાં તેમ જ અધિકારનાં બંધનને તોડવાને કરેલાં મથનને રામાનંદે ઉગ્ર વેગ આપ્યો; રામાનુજી સં-પ્રદાયમાં વેદાધ્યયન, બ્રાહ્મણકર્મ, અન્નગ્રહણવિધિ, અને શૂદ્ર તથા અસ્પૃશ્યો સાથના વર્તાવ આદિ સંબંધમાં જે ખૂંચે એવાં કેટલાંક બંધનો, કડવાં તત્ત્વો હતાં, તે એમણે દૂર કર્યાં, અને સ્વત: નવીન પંથ કાઢ્યો; અને 'અવધૂત' નામધારી સાધુવર્ગના મુખ્યપદે પોતાના મઠ સ્થાપ્યા અને મહંતો મૂક્યા. 'શ્રી રામ,' 'જય શ્રી રામ,' અને 'સીતારામ' એ તેમના મંત્રો છે. તેમણે શિષ્યમંડળીમાં સ્ત્રી, શૂદ્ર અને અસ્પૃશ્ય તેમ મુસલમાન પર્યંતનેય પ્રતિષ્ઠાપાત્ર સ્થાન આપ્યું; રજપૂત, જાટ, હજામ, વણકર, ચમાર અને સ્ત્રીઓ તેમનાં શિષ્ય–ઉપદેશક મંડળીમાં મુખ્ય હતા.[૩૫] રામાનંદ જાતે આ સહુ શિષ્ય-મંડળી સાથે સમસ્ત ભારતવર્ષમાં ઘુમ્યા; જૈનો, બૌદ્ધો તેમ અન્ય સંપ્રદાયો અને પંથોના મુખીઓ સાથે વાદવિવાદ કર્યા અને રામાનંદી વા રામાવત પંથ સ્થાપ્યો; ગોપાલકૃષ્ણની ઉપાસના સામે પણ જબ્બર ટક્કર ભીડી, તેમ તેને કંઈક પાછાયે હઠાવી, અને રામોપાસના પ્રવર્તાવી; તેમ જ અદ્વૈતમાર્ગને અનુકૂલ શીતલ ભક્તિમાર્ગ પ્રચાર્યો. તેઓ અને તેમના શિષ્યો દૃઢ આગ્રહી રામાવત હતા. તેમ તેઓ સમાજસુધારણામાં પણ મૂળમાંથી જ ભેદભાવનાનો નાશ કરવાના આગ્રહી હતા.

---

૩૫ રામાનંદને બાર મુખ્ય શિષ્ય હતા. તેમનાં નામ: ૧ આશાનંદ, ૨ કબીર વણકર, ૩ રહીદાસ ચમાર, ૪ પીપાજી રાજપૂત, ૫ સુરસાનંદ, ૬ સુખાનંદ, ૭ લાભાનંદ, ૮ ધન્નાભટ, ૯ સેના નાવિક, ૧૦ મહાનંદ, ૧૧ પરમાનંદ અને ૧૨ શ્રી આનંદ. ભક્તમાળમાં નાભાજી જણાવે છે કે રામાનંદીઓને માટે, મુખ્યત્વે અવધૂતોને માટે જ્ઞાતિભેદ રાખવામા આવેલો છે જ નહીં; કારણ ભગવાન્ વિષ્ણુ જ્યારે માછલું, વરાહ [ભૂંડ], કાચબો, વગેરેની યોનિમાં અવતાર લે ત્યારે ભક્ત શા માટે ચમાર, કોળી કે દરજીની યોનિમાં જન્મ ન લે અને એવી યોનિને કારણે નીચો ગણાય?

રામાનંદની હયાતીમાં તેમ તેમની પછી રામાનંદી પંથની અનેક શાખાઓ થઈ, અને તેમાં કબીરપંથ વિસ્તૃત પ્રમાણમાં જામ્યો. સંતવીર કબીરે ( ઈ. સ. ૧૩૯૮–૧૫૧૮ ) રામભક્તિને નિર્ગુણભક્તિમાં વિકસાવી, અને મૂર્તિપૂજા, સગુણભક્તિ આદિ જે કંઈક બાધક તત્ત્વો રામાનંદના પંથપ્રવર્તનમાં રહેવા પામ્યાં હતાં, તેનો જબરો વિરોધ અને પ્રતિકાર કબીરે કર્યો. તેણે રામ, હરિ, ગોવિંદ, અલ્લાહ વગેરે નામોથી ઉદ્દગાર કાઢયા છે, પણ તે સૌ એક પ્રભુ-

**કબીર સાહેબ અને નિર્ગુણભક્તિ**

વાચક જ છે. નામસંકીર્તન અને પ્રભુ પ્રત્યે એકાંગી પ્રેમનો ઉદ્રેક, ગુરુકૃપા, વૈરાગ્ય, હૃદયશુદ્ધિ, નિર્મળ વર્તન, ભૂતદયા અને યોગ, જપ, તીર્થવ્રત એ કબીરપંથનું મુખ્ય લક્ષણ છે. રામ કબીરના ઇષ્ટ દેવ ખરા, પણ તેની ભક્તિ તે નિર્ગુણ ભક્તિ જ; અને એ કંઈક અગમ્યવાદભરી નિર્ગુણ, અટપટી ભક્તિ ખરી. કબીરનાં તત્ત્વજ્ઞાન, અધ્યાત્મવિદ્યા, યોગ અને વૈરાગ્યનાં પદો, ભજનો કીર્તનો, રામીનીઓ, સાખીઓ વગેરે કઠોર, કર્કશ વાણીવાળાં ખરાં, પણ ઠોકભર્યાં, આક્ષેપાત્મક, ભાવોદ્દીપક અને હૃદયભેદક હોઈ આબાદ સોંસરી અસર કરનારાં નીવડયાં છે. કબીરે વર્ણભેદને તો ઝાટકી જ નાંખ્યો, એટલું જ નહીં પણ હિન્દુ–મુસ્લીમ જેવા ભેદને પણ સાવ છટકાર્યો જ હતો. તેણે ધર્મ અને આચારના દંભોને તિરસ્કાર્યાં અને શુદ્ધ ભક્તિભાવને અપનાવ્યો હતો. હિન્દુ અને મુસલમાનો એકસરખા તેમના બોધને સ્વધર્મપોષક લેખતા થયા હતા, છતાં બન્ને તરફથી તેને ઓછી સતામણી વેઠવી પડી ન હતી; ઠેઠ શાહ સીકંદર લોદી( ઇ. સ. ૧૪૮૮–૧૫૧૭ )નો સત્તા વપરાવી સીતમો અને અત્યાચારો ગુજરાવવાને મુસ્લીમ પીરો તો ચૂકયા ન હતા.

કબીર પછી ભક્તિમાર્ગના પ્રવર્તક સંતગુરુ નાનકાદિ થયા છે, ગુજરાતમાં દાદુ દયાળ આદિ પ્રકટયા છે, અને તેમણે જનતાને ધર્મ, જીવન અને દેશોન્નતિની અનેક પ્રેરણાઓ અને ભાવનાઓથી સંસ્કારી

છે, ઉચ્ચગામી કરી છે; ગુરુ નાનકજીના પવિત્ર ગ્રંથસાહેબમાં મહેતા નરસિંહની વાણી અંકિત થયાનું કહેવાય છે; અને એ મહેતાજીની પ્રાચીનતા સિદ્ધ કરવાને પૂરતું છે. વારકરી નામા વિષ્ણુદાસે મહેતાના અભંગો રચ્યા છે. પણ જૂની ગુજરાતીના સાહિત્ય ઉપર તેની અસરોની વિચારણા સાથે એ સંતોનાં કાર્યોને સંબંધ નથી. એટલે વૈષ્ણવ ભક્તિનું આ ઐતિહાસિક દિગ્દર્શન અહીં જ અટકાવવું યોગ્ય છે.[૩૬]

---

૩૬ નરસિંહ મહેતાના સમયમાં કેટલા મત–પંથના સંન્યાસીઓ અને મહંતો હતા તે, છેલ્લા માંડલિક ૫ માની રાજસભામાં દામોદરજીની સન્નિધિમાં નરસિંહ મહેતા સાથે વાદમાં ઉતરવા આવેલા એવા મતધારી, ૫ થમુખીઓનાં જે "હારસમેનાં" પદના [ ૮૪ પદ ] ઉપસંહારમાં આપેલાં છે તેથી જણાય છે.તેમની સંખ્યા ૧૭ છે.આ નામો વાદનાં પદોમાં તે તે સ્થાને નિરનિરાળાં ઉટ્ટંકિત પણ છે. પણ જે છેલ્લું પદ નીચે ઉતારેલું છે, તેમાં શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધમાંના, કંસને માર્યા પછી શ્રી કૃષ્ણે વિવિધ ગુણભાવવાળી વ્યક્તિઓને જૂદે જૂદે સ્વરૂપે દેખાવ દીધાના " मल्लानामशनिर्नृणां नरवरः स्त्रीणां स्मरो· मूर्तिमान् " એ સુવિખ્યાત શ્લોકનો આબાદ પડઘો પાડે છે. એ પદ અહીં ઉતાર્યું છે.અને તે સવત ૧૭૦૮ માં પાટણના નાગર વિશ્વનાથ જાનીએ ઉપોદ્ઘાત સાથે સંકલિત હારમાળામાંનું છે; તેમ સં. ૧૭૨૦ માં લખાયલી જૂની હારમાળાની પ્રતિમાં, અહીં ઉતારેલા પદમાં જે સાધુસંન્યાસીઓનાં નામ આપેલાં છે, તે નામો આપેલાં છે.

> રામાનંદે રામરૂપ દીઠું, મુકુન્દાશ્રમે મુકુન્દ રે.
> અવધૂતાશ્રમે અવધૂત દીઠા, ગોવિંદાશ્રમે ગોવિંદ રે.
> અદ્વૈતાશ્રમે અદ્વૈત દીઠા, કેશવાશ્રમે કેશવ રે.
> નરસિંહાશ્રમે નરસિંહ દીઠા, માધવાશ્રમે માધવ રે.
> બ્રહ્મભારતીએ બ્રહ્મરૂપ દીઠું, શ્રીધરાશ્રમે બ્રહ્મચારી રે.
> વાસુદેવાશ્રમે વિષ્ણુરૂપ દીઠા, શિવેશ્વરાશ્રમે ત્રિપુરારી રે.
> અચ્યુતાશ્રમે અચ્યુતરૂપ દીઠું, વિશ્વેશ્વરાશ્રમે વિશ્વંભર રે.
> પ્રસાદપુરીએ નિરંજન દીઠા, ભીમે દીઠા રામ રે.
> રાજમાતાએ ચતુર્ભુજ દીઠા. ત્રણ સખીએ દીઠા શામ રે.

[ નોંધ પાને ૫૭ મે ચાલુ ]

ઉપર જણાવેલી, વારકરી સંતો, રામાનંદ અને કબીર–એ સહુની ધાર્મિક લોકપ્રવૃત્તિની અસર બેશક તે કાળના ગુજરાત ઉપર અજબ પ્રમાણમાં થઈ છે. નામદેવ આદિ વારકરી સંતો તેમ જ રામાનંદ અને રામાનંદીઓ દ્વારકાના નિયમિત યાત્રીઓ હતા, અને એ સંતો અને એ સાધુઓની ભજનમંડળીઓ અને ઉપદેશપ્રવૃત્તિઓએ એ વેળાએ ગુજરાતને ગાંડુઘેલું કર્યું હતું, એ માનવાને અનેક સબળ કારણો–પ્રમાણો છે. ગુજરાત–કાઠીયાવાડમાં અત્યારે પણ રામાનંદી અને તેના શાખારૂપ પંથોની ગાદીઓ સંખ્યાબંધ છે, દૂર દૂરનાં ગામડાંઓ રામાનંદીઓની અસરથી તરબોળ હજીયે છે, તેમ વ્યવહારશીલ ગુજરાતી જનતાની અનેક જ્ઞાતિઓ તેની આરૂઢ અનુયાયી છે. ઉપરાંત કબીરપંથ તેમ જ રામસનેહી આદિ અન્ય રામાનંદી શાખાપંથના અનુયાયીઓની ગણત્રી કરવામાં આવે તો તેમની સંખ્યા અન્ય વૈષ્ણવપંથીઓ કરતાંયે હાલ ચઢી જાય એમ છે.

**સંતમહંતોના પ્રવૃત્તિપરિચય અને ગુજરાતી સાહિત્ય**

---

કુંવરબાઇએ પિતામહ દીઠા, વિશ્વપાલક દીનદયાળ રે.
પ્રધાને પ્રલય રૂપ દીઠું, રાજાએ દીઠો કાળ રે.
વૈષ્ણવે વ્યાપક રૂપ દીઠૂં. સહુકોનો સંદેહ ટીટયો રે.
છેલ, છબીલો ને છોગાળો, નરસિંહે રંગીલો દીઠો રે.

નરસિંહ મહેતાનાં "હારસમેનાં પદ" તેમ હારમાળાની વાચના વિદ્વાન્ વર્ગે પુનઃ કરવાની સવિશેષ જરૂર છે, એવો મારો દઢ મત અને સમજણ છે. તેમ થતાં મહેતાજીના જીવનના અને તેમના આરૂઢ વૈષ્ણવપણાના પ્રસંગો ઉપર જ નહીં, પણ તે કાળની ધર્મપરિસ્થિતિ, રામાનંદનું દ્વારિકામાં જ નહીં, પણ જીર્ણદુર્ગ આદિ ભાગોમાં કેટલું ગમનાગમન હતું, તે ઉપર પણ વિશેષ શુદ્ધ પ્રકાશ પડવા પાકો સંભવ છે. નરસિંહ મહેતાના સમયમાં વૈષ્ણવ ધર્મે તે કાળના રાજકુટુંબમાં જ નહીં, પણ સામાન્ય જનતામાં પણ પસારો કર્યો હતો, અને તેમની ઉપર કેવા કઠોર અત્યાચાર થયા હતા અને તેઓને નિંદનારા કોણ અને કેવા હતા, તે પણ સમજાય એમ છે.

જૂની ગુજરાતીના સાહિત્ય ઉપર વારકરી સંતો અને રામાનંદ તથા રામાનંદી સાધુઓ તેમ કબીર સાહેબની લોકપ્રવૃત્તિઓની અસર કોઈ રીતે ઓછી હોવી સંભવતી નથી. નરસિંહ મહેતા સામે ક્રોધાવિષ્ટ થયલા, અને મારવાનેય તત્પર બનેલા, છેલ્લા મંડળિક રાજાને દ્વારકાનાથની પ્રેરણાથી દ્વારિકાથી આવેલા રામાનંદે વાર્યાનું "હારસમેનાં (૮૪ વાળી) પદ"થી,તેમ પ્રેમાનંદના સમય પૂર્વે વિશ્વનાથ જાની, અગર કદાચ ઉત્તરંગથી કહેવાયું છે તેમ એક અજ્ઞાત કવિએ સંયોજેલી હારમાળાના અંતભાગનાં પદોથી સ્પષ્ટ જણાય છે. ગુજરાતમાં રામભક્તિ તે કાળે એટલી તો પ્રચરિત તેમ બદ્ધમૂલ હતી કે કૃષ્ણ તથા રામ એમાં ખાસ ફેર–ભેદભાવ લેખાતો નહતો, રે, એક જ નામવાચક પર્યાય હોય તેવો ઉપયોગ નિરંતર થતો હતો. નરસિંહ મહેતાએ રામાનંદ અને રામ પ્રત્યે પૂજ્યભાવ દર્શાવ્યો છે, રામના નામે જીવલેણ ચીઢવણીનો પ્રસંગ આવ્યા છતાં તેની નિર્ભર્ત્સના લેશ પણ કરી નથી.[૩૭] કેશવ હૃદયરામે પણ રામનામ પ્રત્યે આદર દાખવ્યો છે, વિષ્ણુદાસ ભીમની હરિલીલા–ભાગવતસારમાં અનેક સ્થળે જાણે કૃષ્ણ–વિષ્ણુને રામના પર્યાયવાચી હોય તેમ વર્ણવ્યા છે. ભાલણ તો રઘુનાથ–ભક્ત હતો, તેના દશમ સ્કંધમાં, શ્રીકૃષ્ણસ્તુતિના ગ્રંથમાંયે તેણે રામ અને કૃષ્ણનો ભેદભાવ રાખ્યો નથી, પણ ઉલટું તાદાત્મ્ય પ્રતિપાદેલું સ્પષ્ટ છે. આવું તાદાત્મ્ય ઠેઠ પ્રેમાનંદના દશમ પર્યંત અખંડ રીતે ઉતરી આવેલું છે, એમ તેના સુરસ દશમથી જણાયા વિના નથી રહેતું. તેમ તે કાળના અન્ય સુજ્ઞાત કવિઓએ પણ આ ધાટીએ વર્ણનસ્તુતિ કરેલાં છે.

ઉપરાંત વારકરી સંત નામદેવ અને રામાનંદે પ્રવર્તાવેલા ભક્તિમાર્ગ અને નરસિંહમહેતા અને ભાલણનાં પદોમાંથી નીતરતા ભક્તિમાર્ગ વચ્ચે ઘણું સામ્ય જણાય છે. ઠેઠ અખા ભકતે પણ વાર-

---

૩૭ જુઓ "હાર સમેનાં પદ" કે પ્રચલિત હારમાળાનાં પદો.

કરી સંતોને વિસાર્યા નથી. ભૂતદયા, ભાવભીનાં જ્ઞાન; અને કર્મક્રિયા વિનાના શુષ્ક જ્ઞાન તેમ જ ક્રિયાકાંડની નિરર્થકતા; સહૃદયી, પ્રેમારુઢ, અનન્યભાવી બ્રાહ્મણ તેમ અંત્યજ બન્નેનો પ્રભુ-સાક્ષાત્કારનો અધિકાર; સંસારની અસારતા અને ક્ષણભંગુરતા; સાધુસમાગમ, ભજનકીર્તન, નામસ્મરણ, નિર્ગુણ બ્રહ્મપદની પ્રાપ્તિ—આ સહુ તત્ત્વોનું સામ્ય મહેતાજી આદિ ભક્તોનાં અને વારકરી સંતોનાં ભજનોમાં વિશેષ અંશે છે. આ સહુનું પ્રતિપાદન જેમ વારકરી સંતો અને રામાનંદે કર્યું છે, તેમ નરસિંહ મહેતાએ અને બીજા ભક્તો તથા કવિઓએ પણ કર્યું છે.

વારકરી સંતો તેમ રામાનંદની પેઠે મહેતાની પણ ભજનમંડળી હતી, અને તેમાં ભક્ત સ્ત્રીઓ અને અંત્યજોને પણ સ્થાન હતું. મહેતાજીને સંગાત્રી અને કર્તાયિત્રી શિષ્યાઓ હતી. નાતજાતના ભેદોને મહેતાજી મહત્વ ન આપતા. પણ ઉલટા ઉવેખતા હતા. રામાનંદ અને કબીરનાં મંતવ્યો આવાં જ હતાં. મહેતાજી એકરંગથી નાચતા, ગાતા અને સંતમંડળી સાથે ધુમતા અને તેથી તો મંડળિકે ભરદરબારમાં અન્ય સાધુ સંન્યાસીઓની ભંભેરણી તેમ ઉશ્કેરણીથી મહેતાને સંતાપ્યા હતા. મીરાંબાઇની ભજનમંડળી પણ પ્રસિદ્ધ હતી. શ્રીકૃષ્ણની ગોકુળક્રીડા, ઉત્સવોની ઉજવણી કંઇક તરવરાટભરી પ્રેમભક્તિ અને ઉત્કટ શૃંગારલીલા મહેતાનાં પદોમાં અંકિત છે, તેમ નામદેવાદિનાં ભજનોમાં છે. અલબત્ત તેમાં શૃંગારલીલા આકરી છે, એ ખરૂં. આ ઉપરાંત બીજાં પણ ઘણાં સામ્યો ઝીણવટથી વિચારતાં તારવી શકાય તેમ છે.

ટૂંકમાં આ સહુ વિચારણાને અંતે સમજાશે કે જૂની ગુજરાતીનું સાહિત્ય સર્જાયું તેની પૂર્વે, અને તે કાળમાં શ્રી શંકર આદિ આચાર્યોએ સ્થાપેલા સંપ્રદાયોના ઉપદેશ અને સંસ્કૃત પ્રાકૃત સાહિત્યોની અપરોક્ષ તેમ પરોક્ષ અસરો પ્રવર્તી છે, નરસિંહ આદિના ભક્તિ-સાહિત્યમાં, તેમ અન્ય કવિઓનાં કાવ્યો અને પદ્યબંધોમાં એ અસરો તરવરતી જણાઈ છે. ઉપરાંત સંત-મહંતોએ ઉપદેશેલા

ઉદાર લોકધર્મે–ભક્તિમાર્ગે અને એ સંતોની ઠોકભરી, સોંસરી મર્મભેદી વાણીએ જનતાના અંતર અને જીવન ઉપર સબળ અને ઊંડી અસર ખચિત કરેલી છે; કંઈ નહીં તો ગુજરાતમાં સુષુપ્ત કે અને મંદોત્સાહવાળી ધર્મભાવનાને સંતમહંતોનાં સંસર્ગ, અને ભજન–કીર્તનોએ વેગવંતી કરેલી છે અને ઇસ્લામી આક્રમણ સામે સ્વાશ્રય અને સ્વરક્ષણના પદાર્થપાઠ આપી હરેક રીતે સુદૃઢ કરેલી છે.

**વિહંગાવલોકન**

હવે આટલા અછરતા છતાં કેંક વિસ્તૃત ઇતિહાસદર્શન પછી, જૂની ગુજરાતીના સમય પૂર્વે, તેમ તે સમય દરમ્યાન પણ પ્રવર્તલી ધાર્મિક અસરોનું, પ્રભાવશાલી સંપ્રદાયો તથા પંથોના પ્રવર્તકોની પ્રેરણા તેમ પ્રવૃત્તિઓનું અને સાથે સાથે ગિર્વાણ ભાષાના શાસ્ત્રીય તેમ સાહિત્યવિષયક ગ્રંથોના પરિચયનું વિહંગાવલોકન કરતાં સમજાય છે તેમ ગુજરાતમાં સંસ્કારી આત્માઓ, આ સહુ પ્રેરણાઓ અને અસરો ઝીલી, પોતાના હૃદયસ્થ ઉદ્બુદ્ધ સંસ્કારોને સંસ્કારી, ગુજરાતની જનતાના આત્માને સંસ્કારવા અને એ સહુ પ્રેરણાઓ ઝીલાવવા અને જીરવાવવા પણ સમર્થ હતા. અને તેમણે એ જીવનકર્તવ્ય, પ્રભુસંદેશ યથાશક્તિ પાર ઉતારેલ પણ છે, અને જનતાએ તેનો અંતરભર્યો સ્વીકાર કરેલો છે. તે સમયની ગુજરાતની જનતા અને સંસ્કારી આત્માઓ ગુજરાતની બહાર ધર્મપંથનાં અને સમાજસુધારણાનાં, મુસ્લીમો સામે સમાજસંરક્ષણનાં જે આંદોલનો ધૂમી રહ્યાં હતાં તેથી અસ્પૃશ્ય રહે તેમ ન હતું અને અસ્પૃશ્ય રહ્યાં પણ નથી; ઉલટું ગુજરાતમાંનાં એ સહુ આંદોલનો જે ક્યારનાંયે આંતર પરિસ્થિતિથી સચેત થયાં હતાં તે બહારનાં, સમાન હેતુવાળાં, અને વધુ તીવ્રવેગી આંદોલનોના સંવેગથી વિશેષ સચેત રહેલાં હતાં.

શ્રી શંકરાચાર્યના વેદાન્તસિદ્ધાન્તો ગુજરાતની જનતાના ઘણા ભાગના હૃદયમાં ચમત્કારિક રીતે રગેરગમાં ઉતર્યા હતા અને નરસિંહ મહેતા આદિ સંસ્કારી ભકતો અને કવિઓ તો ગળથુથીમાંથી પીને

ઝીરવતા થયા હતા. તેઓ ગીતા, યોગવાશિષ્ઠ આદિ અનેક વેદાન્ત, તત્ત્વજ્ઞાન, અધ્યાત્મવિદ્યા, તેમ યોગવિદ્યાના ગ્રંથોના રહસ્યથી કાં તો જાતે, યા ગુરુમુખથી યા બહુશ્રુતપણાથી પરિચિત થયા હતા, એટલું જ નહીં પણ રસશાસ્ત્ર, કામશાસ્ત્ર આદિ શાસ્ત્રોથી તેમ સંગીત વિદ્યાથી સુજ્ઞાત હતા. અને આ સંસ્કારી આત્માઓએ પોતાના જ્ઞાન અને અનુભવોનો લાભ પોતાના સહૃદયી જનબાંધવોને મુક્તકંઠે આપ્યા હતા. શ્રૌત–વૈદિક ધર્મને જમાના અનુસાર વિશેષ ઉદાર અને લોકાદર પામતો થયલો જોવાની મુમુક્ષુઓની તત્પરતા શંકરાચાર્ય સમજી શકયા હતા. પોતાના મોટેરા શિષ્યોનાં મન શિવ, વિષ્ણુ, શક્તિ આદિ દેવોની ઉપાસનાથી વિરક્ત નહીં થયલાં સમજીને તો તેમણે પંચાયતન દેવની અને તેમાંથી પોતાના એક ઇષ્ટદેવની ભક્તિ કરવાની અને તેવા પંથ સ્થાપવાની છૂટ આપી હતી.[૩૮] ગુજરાતના વૈષ્ણવ ધામમાંના દ્વારકામઠના શંકરાચાર્યો વિષ્ણુભક્તિને પ્રબોધતા; અને હાલ કેટલાક મતાગ્રહીઓ કહે છે તેમ તેનો દ્વેષ કરતા નહીં, પણ શિવ-વિષ્ણુ-ભક્તિનો સુમેળ ઉપદેશતા હતા. નરસિંહ મહેતાને દ્વારકાના શંકરાચાર્યે વિષ્ણુભક્તિ પ્રબોધી હતી, એવો સીધો સાર નરસિંહ મહેતાને શંકરનાં થયલાં દર્શન અને પ્રબોધની પ્રચલિત દંતકથા ઉપરથી નીકળી શકે છે; અને શાસ્ત્રી વ્રજલાલ તો નિશ્ચયપૂર્વક તેમ થયાનું કહે છે.[૩૯] અને એ જ વિશેષ સુસંગત છે, તેમ ભીમ,–ભાલણ વગેરે શિવને સન્માનારા છતાં આરૂઢ વૈષ્ણવ–વિષ્ણુભક્ત અને રામભક્ત હતા.

વળી નરસિંહ મહેતાની પૂર્વે ગુજરાતમાં વિષ્ણુભક્તિ સારો પ્રચાર પામી હતી;પણ તે કાળે કુદરતી રીતે, એકલી વિષ્ણુભક્તિ જ નહીં, પણ શિવભક્તિ, અને શક્તિભક્તિયે હતી. જૂનાગઢના ચૂડાસમા રાજાઓ વિષ્ણુભક્ત હતા, વિષ્ણુમંદિરો અને વિષ્ણુતીર્થોના સ્થાપક હતા;

---

૩૮ જુઓ આનન્દગિરિનો શંકરદિગ્વિજય: તેમ પૂજ્ય આચાર્યશ્રી આનન્દશંકરભાઈનો લેખ–'નરસિંહ અને મીરાં' "વસન્ત" સં. ૧૯૬૧, શ્રાવણ, પા. ૨૪૨. ૩૯ "નરસિંહ મહેતાનું ચરિત્ર" "ગુજરાતી"નો દીવાળીનો અંક, વર્ષ ૧૯૨૩, નવે. તા. ૪ થી પાનું ૫૧ મું.

તેરમા સૈકાના જૂના વિષ્ણુભક્તિથી અંકિત થયલા સંસ્કૃત સાહિત્યના ગ્રંથો પ્રસિદ્ધ હતા. અને એ સહુની અસરોથી પ્રચૂર પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્ય પણ સારા પ્રમાણમાં સાંપડયું છે. ગીતા (અનેક ગીતાઓ) નારાયણીય ઉપાખ્યાન, વિષ્ણુપુરાણ, ભાગવત, કૃષ્ણજન્મખંડ, કૃષ્ણોપનિષદ્, પદ્મપુરાણ, હરિવંશ, શાંડિલ્યસૂત્ર, નારદ પંચરાત્ર, ગર્ગસંહિતા આદિ વિષ્ણુભક્તિનાં પ્રપૂરક પુરાણો અને ગ્રંથો ગુજરાતમાં કયારનાંયે લોકાદરને પાત્ર, અને કેટલાક તો જીવનધનરૂપ ઠરી ચૂકયાં હતાં જ; ઉપરાંત વિષ્ણુભક્તિચંદ્રોદય, વિષ્ણુભક્તિકલ્પલતા જેવા ગુજરાતમાં રચાયલા, વિષ્ણુભક્તિની વિધિઓના ગ્રંથો પણ ચૌદમા સૈકામા પ્રચલિત હતા. કૃષ્ણકર્ણામૃત જેવો સત્પ્રેરણાશાલી ગ્રંથ શ્રીચૈતન્યને દ્વારકાની યાત્રામાં મળ્યો હતો. જયદેવનું ગીતગોવિંદ અને મૈથિલ પંડિત કૃષ્ણમિશ્રનું વિષ્ણુભક્તિપ્રસાદને નિરૂપનારૂં તેમ જ ભાગવત અદ્વૈત સિદ્ધાન્તનું પ્રતિપાદન કરનારૂં 'પ્રબોધચંદ્રોદય' નાટક, એ સૌ ગ્રંથો ગુજરાતમાં પ્રતિષ્ઠા પામ્યાં હતાં અને તેનાં પાન રસનિઝરતા ગુર્જર અનુવાદો[૪૦] તેમ અનુકરણો દ્વારાયે સંસ્કારી ગુર્જર જનતાએ કર્યાં હતાં. ઠેઠ દક્ષિણના દેવગિરિના યાદવરાજાના મંત્રી પંડિત હેમાદ્રિના 'ચતુર્વર્ગચિંતામણિ' જેવા ગ્રંથો ગુજરાતમાં પ્રવેશ્યા હતા, નાગરોએ મુખ્યત્વે 'હેમાડપંથ'ને અને 'હેમાદ્રિપ્રયોગ'ને વધાવ્યા હતા; એટલું જ નહીં પણ મંત્રી હેમાદ્રિના આશ્રિત પંડિત બાપદેવનો, ભાગવતની 'રમણીય અનુક્રમણી'થી ગ્રથિત 'હરિલીલાવિવેક' સં. ૧૫૪૧ માં ભીમ જેવા વિદ્વાન ભક્ત કવિની રસભરિ બાનીમાં ગુર્જરી સંસ્કાર પામ્યો છે.[૪૧] આ સિવાય બીજા પણ આવા અસરકારક,

---

૪૦ ભીમ કવિનો "પ્રબોધપ્રકાશ" સં. ૧૫૪૬ માં રચાયો છે, અને તે પંડિત શ્રી કૃષ્ણમિશ્રના 'પ્રબોધચંદ્રોદય' નાટકનો કવિતાબદ્ધ સારોદ્ધાર છે. વળી **જૈન કવિ જયશેખરસૂરી** નો (સં. ૧૪૬૨ પછી) "ત્રિભુવનદીપક" ગ્રંથ સુપ્રસિદ્ધ છે. અન્ય જૈન અને બ્રાહ્મણી સાહિત્યરસિક કવિઓએ એવા પ્રયાસો કર્યા હોવા જોઇએ. પણ તે પ્રકાશમાં આવ્યા નથી.

૪૧ પ્રસ્તુત ગ્રંથ હરિલીલાના ઉપસંહારનો શ્લોક અને કડીઓ ૧૮ માં જુઓ: પાનું ૧૧૫ મું.

અને અનુવાદ થયલા સંસ્કૃત, કદાચ બહુલ પ્રાકૃત ગ્રંથો પણ હશે, હોવા જોઇએ; અને તે સહુનું વિમર્શનપુરઃસર સંપૂર્ણ સંશોધન થાય તો એ સહુની અસર સ્પષ્ટ રીતે તારવી શકાય.

શ્રીશંકરાચાર્યના વેદાન્તસિદ્ધાન્તોની, તેમ પરા ભક્તિની સાધક અન્ય વિદ્યાઓ અને તેના સિદ્ધાન્તોની, તથા ભક્તિપ્રેરક વિધિ તેમ જ સાહિત્યના ગ્રંથોની અસર, તે કાળની ગુર્જર જનતા ઉપર થવા ઉપરાંત શંકર પછીના વિષ્ણુભક્તિના સંપ્રદાયપ્રવર્તકો રામાનુજ, મધ્વ અને નિમ્બાર્કના પ્રચારકાર્યના સવા ગુજરાતમાં પરોક્ષ તેમ અપરોક્ષ રીતે સારા પ્રમાણમાં વાયા હતા. ગુજરાતમાં નિમ્બાર્કે પ્રચારી છે તેથી પ્રેમલક્ષણા, રાધાકૃષ્ણભક્તિ, કૃષ્ણ અને રાધાની શૃંગારલીલા ઇસ્વી. બારમા શતકના આરંભમાં પ્રસિદ્ધ હતી. એટલું જ નહીં પણ તે પૂર્વેય પ્રસિદ્ધ જ હતી. એટલે તેને ખાસ રસસિદ્ધ કવિ જયદેવની અસર ન કહીએ તોયે ચાલી શકે એમ છે. આમાં જયદેવની અસરને ઓછી દાખવવાનો નહીં પણ તેના ઉપરાંત બીજી અસરોનો સદ્‌ભાવ દાખવવાનો હેતુ છે, એ કહેવાની ભાગ્યે જ જરૂરત લેખાવી જોઇએ છે.

આટલું જ નહીં પણ શ્રૌત ધર્મને શિથિલ કરતો સ્માર્ત ધર્મ પ્રસર્યો તેમ શ્રૌત ધર્મને વિશેષ ઉદાર અને લોકગ્રાહ્ય કરતા, એ સંપ્રદાયોની શાખા રૂપ સંતમહંતોએ સ્થાપેલા પંથો અને મતોની અસર કાંઇ ઓછી થઈ નહીં હોય. પરંતુ અનેક પૂટપાક પામેલી ભસ્મના પૃથક્ પૃથક્ પૂટ અને તેની અસર જેમ તારવવી દુર્ઘટ અને અશક્ય છે, તેમ આ સહુની નિરનિરાળી અસર તારવી શકાય તેમ નથી. પરંતુ એ સહુ સંતમહંતોના સંદેશ અને ઉપદેશ, બેશક સર્વથા તે કાળની જનતાની ભક્તિબુભૂક્ષા અને મુક્તિતૃષાને યોગ્ય પોષક ખોરાક અને પાન આપનારા, તેમના કંટાળાભર્યા નિવડેલાં નિરાશા-ભર્યાં જીવનને પ્રેમ, શ્રદ્ધા અને આશાના મંત્રથી રસોજ્જ્વલ કરનારા સિદ્ધ થયા છે.

તેમ 'રાસલીલા ગાવાભજવવાનો ખાસ રીવાજ ચૈતન્યે દાખલ

કર્યો અને એના અનુયાયીઓ કૃષ્ણલીલાનાં નાટકો ભજવતા હશે એમ લાગે છે,'[૪૨] એમ જે આચાર્યશ્રી આનન્દશંકરભાઈ કહે છે તે કાંઈ, સામા પુરાવાના સદ્ભાવે, ગળે ઉતરતું નથી જ. વૃંદાવનમાં ભજનાનન્દી નિમ્બાર્કે રાધાકૃષ્ણલીલા, શ્રી ચૈતન્યની પૂર્વે, ગાયા-ગવરાવ્યાનું સુપ્રસિદ્ધ છે.રામલીલા, રાસલીલા, નટવાઈ,ભવાઈ એ લોકરસો-ત્તેજક સંસ્થાઓ જનતાની રસાનુભવવૃત્તિ કુદરતી રીતે માગી લે છે, અને રસસિદ્ધ કવિઓનાં તે વિષે પાકાં સૂચન પણ છે. વારકરી સંતો અને રામાનંદીઓની ભજનમંડળીઓ અને કીર્તનનૃત્યો પણ સુપ્રસિદ્ધ હતાં જ. તેથી ચૈતન્યને તેની ખાસ સ્થાપનાનું વિશિષ્ટત્વ આપતાં, તેના સમય પૂર્વે એ સૌનો નિતાન્ત અભાવ સિદ્ધ કરવાની અપેક્ષા કાંઈ ઓછી નથી. ભજનકીર્તનની મંડળીઓ એ તો સાધુસંતોનું જીવનસર્વસ્વ હતું, અને તેમને આ લીલાઓ આદરવાનું સુઝયું જ ન હતું, એ માનતાં ઘડીભર થોભવું જોઇએ છે. નરસિંહ મહેતાએ દ્વારિકા તેમ વૃંદાવનમાં તેનાં દૃશ્યો સ્વયં અનુભવ્યાં હતાં, એમ તેનાં પદોનો ઉદ્ઘોષ છે; તેમ ભીમ અને ભાલણ પણ એવા જ રાધાકૃષ્ણશૃંગારના સંગીતક હતા.

**બે એક ત્રુટિઓ-નો સ્ફોટ**

અહીં સ્વ. સા. ગોવર્ધનરામભાઈના એક એકદેશી સંવિધાનની ત્રુટિ નોંધવી જરૂરની છે. તેઓએ નરસિંહ-મીરાંની હૃદયજવાળાઓનાં મૂળનું શોધન કરતાં કહ્યું છે કે "ગુજરાતના આ આદિ કવિઓમાં આ જ્વાળાઓ ગુજરાત બ્હારના કોઇ પ્રસિદ્ધ નવા ધર્મપ્રવર્તકોમાંથી નથી આવી; કારણ તે આ કવિયુગ્મના આયુષ્ય પછી જન્મ્યા અથવા ઉદય પામ્યા છે."[૪૩] તેઓએ આ વિધાન કરતાં ગુરૂ નાનક ( ઈ. સ. ૧૪૬૯ ), શ્રીવલ્લભાચાર્ય ( ઇ. સ. ૧૪૭૯ ), ગુરુ ચૈતન્ય ( ઈ. સ. ૧૪૮૫ ) અને કબીરજી ( ઇ. સ. ૧૪૯૦ ) ને લક્ષમાં રાખ્યા, પણ અદ્વૈતપર સિદ્ધાન્તને ઉપદેશનારા છતાં

---

૪૨ જુઓ "વસન્ત" સંવત ૧૯૬૧, ભાદરવો, પા. ૨૮૮ મું. ૪૩ જુઓ પહેલી ગુજરાતી સાહિત્યપરિષદ્નો રીપોર્ટ, પ્રમુખપદનું ભાષણ–પા. ૧૧ મું.

રાધાકૃષ્ણવિષયક પ્રેમલક્ષણાભક્તિને અને તેમના લીલાગાનને સત્કારનારા નિમ્બાર્ક આચાર્ય તેમ જ ઉત્તર હિન્દમાં સંમાન્ય થયલા વારકરી સંત નામદેવ અને સમર્થ રામભક્ત રામાનન્દને પોતાના વિચારપથમાંથી વિસાર્યા. એ આચાર્ય અને એ સંતોની ભક્તિપ્રણાલિ મહેતાજીની ભક્તિપ્રણાલિ સાથે મહત્વનું સામ્ય દાખવે છે.[૪૪]

અલબત્ત "નરસિંહ મહેતાની કીર્તિ ગુજરાત બહાર કાશ્મીર અને સમુદ્ર સુધી પ્રસરી હતી"[૪૫]એ સદ્ગત શ્રીયુત ગોવર્ધનરામભાઈએ નોંધેલી હકીગત સાધાર સ્વીકારવા ઉપરાંત, ગુરુ શ્રીનાનકજીના મહાન્ ગ્રંથ શ્રીગ્રંથ સાહેબ[૪૬]માં નરસિંહનાં પદ જળવાયાનું અને એ રીતે નામદેવ, રામાનંદની હારની સત્પ્રતિષ્ઠા પામ્યાનું જાણ્યું છે, એ ખરૂં, પરંતુ નામદેવ અને રામાનંદની, અને કંઈક અંશે સ્વ. સા. ગોવર્ધનરામભાઈ પોતે "કબીર અને નરસિંહની હૃદયજ્વાલાઓની સમાનતા સ્વીકારવામાં બાધ નથી,"[૪૭] એમ જે કહે છે તે જોતાં, તેમ આચાર્યશ્રી આનન્દશંકરભાઈ પણ એ વિચારણા માન્ય રાખે છે તે વિચારતાં[૪૮] કબીરની પણ અસર નરસિંહ-મીરાં ઉપર થયાનું સયુક્તિક સમજાય છે.

વારકરી સંત નામદેવના ભક્તિમાર્ગમાં સર્વ વર્ણો પ્રત્યેનો સમાન ભાવ, અંતઃકરણની શુદ્ધિ, આત્મસમર્પણ, ક્ષમાશીલતા, સદાચાર, કર્મઠપણાનો ને જાતિભેદભાવનો તિરસ્કાર, સાધુસંતોનો સત્કાર અને આદર, નિર્મળ કૃષ્ણભક્તિ, ભજનકીર્તન અને તીર્થ તેમ જ વ્રતોના ઉત્સવમાં જીવનનું નિર્ગમન, અને સાથે સાથે અદ્વૈત-નિર્ગુણ બ્રહ્મની ઝાંખીની લાલસા નરસિંહનાં પદોમાં ઉત્કટપણે તરવરે છે. તેમ જ રામાનંદ અને તેમના સાધુઓના ઉપદેશનો અને વર્તાવનો પ્રભાવ પણ નરસિંહનાં જીવન અને કવનમાં મૂલ્યવાન નીવડયો સમજાય છે; હાર સમેનાં

---

૪૪ જુઓ પરિશિષ્ટ-૧; ૩. ૪૫ ૪૩મી નોંધવાળો મજકુર જુઓ. ૪૬ ગુરૂ નાનકના 'શ્રી ગ્રંથ સાહેબ' ગુરૂ અર્જુને સને ૧૬૦૪ માં સંકલિત કરેલા છે; અને તેમાં રામાનંદનાં તેમની પૂર્વના કસાઈ સંત સદનાનાં તેમ નામદેવનાં કવનો-કીર્તનો લખેલાં છે. ૪૭ ૧લી સાહિત્યપરિષદ-પ્રમુખનું ભાષણ પાન ૧૨. ૪૮ જુઓ પરિશિષ્ટ-૨.

પદોમાં રામાનંદ સમાધાનશીલ મધ્યસ્થ થયા હોવા સંબંધી જે અનેક ઉલ્લેખો થયા છે તે રામાનંદનો પરિચય મહેતાજીને થયાનું સિદ્ધ કરે છે; અને નરસિંહ મહેતાની સદુપદેશની તેમ વેદાન્તનિદર્શનની પ્રવૃત્તિ એ સરણીએ ચાલી છે, એ વિષે તો કશો શક નથી. તેમ જ કબીરજી અને નરસિંહની કેટલીક વાણીની સમાનતા પણ ધ્યાન ખેંચે એવી છે.

અંતમાં આ સઘળી ચર્ચા અને ઊહાપોહનો નિષ્કર્ષ એ છે કે ઉત્તર હિન્દુસ્થાનમાં તેમ દક્ષિણમાંયે નરસિંહ મહેતાની પૂર્વે તેમ તેના કાળમાંયે પ્રવર્તેલું નવા યુગનું ધર્મ–ઉત્થાન ગુજરાત અને તેની જનતાએ પણ બહુલ પ્રમાણમાં અનુભવ્યું હતું, અને તેના સહૃદયી ભક્તોએ તેને રસોત્કર્ષભર્યું ઝીલ્યું તેમ ઝીલાવ્યુંયે હતું. અને એ ભક્તહૃદયોમાંથી નીકળેલી એકધારી જ્વાલાઓને એથી સારી ઉત્તેજના મળી હતી.[૪૯] અને પૂજ્ય સા. આનન્દશંકર, તેમ શાસ્ત્રીજી દુર્ગાશંકર કેવળરામ પણ એમ કહે છે.

**મુસ્લીમ ઓલીયા આદિની અસર**

અહીં ગુજરાતના સંસર્ગમાં ઠેઠ આઠમા સૈકાથી આવેલા અને તે પછી ગુજરાતમાં વસી રહેલા મુસ્લીમો અને તેમના મુર્શીદો, ઓલીયા, પીરફકીરોના લાંબા સહવાસ, ઉપદેશ અને અસરનો પણ વિચાર કુદરતી રીતે ઉપસ્થિત થાય છે. કારણ નરસિંહ મહેતાની પૂર્વે ગુજરાત–કાઠીયાવાડમાં તેમનાં મૂળ જામેલાં હતાં, ગુજરાતના રાજપૂત રાજાઓના સત્કાર અને ઉદારભાવથી તેમની ધર્મસંસ્થાઓ અને ઉપદેશપ્રવૃત્તિ તેમ ચમત્કારદર્શનની યે અસરકારક પ્રણાલિ ક્યારનીયે પગભર થઈ ચૂકી હતી, કારણ વ્યાપારવણજ અને કીસબ ધંધાવ્યવહારને અંગે લોકોના નિત્યના સંસર્ગમાં મુસ્લીમો અને તેઓ આવતા રહેતા હતા. એટલે આરંભમાં તેમની રહેણીકરણી, તેમનાં ઈમાન અને ઈલ્મની શાન્ત તેમ સુધી, જે સોંસરી અસર ગુર્જર જનતાના જીવન અને સાહિત્ય ઉપર થાય અને થઈ પણ હતી, એ કુદરતી છે. તેમ મુસ્લીમ સલ્તનત સ્થપાતાં રાજ્યબળ વડે એ અસરે ઉત્કટ તેમ ઉગ્ર રૂપ ઊંડેઊંડ લીધું હતું, એ ઈતિહાસસિદ્ધ છે.

૪૯ જુઓ પરિશિષ્ટ–૩.

એ તો જાણીતું છે જ કે, એકેશ્વરવાદી મુસ્લીમો બ્રાહ્મણધર્મના મૂળથી જ વિરોધી હતા. તેમની પરધર્મની પરમ અસહિષ્ણુતા અને આક્રમણક વટાળપ્રવૃત્તિએ સુલતાની, શાહી ટેકાબળથી કાંઈ ગુજરાતમાં ઓછો કાળો કહેર મચાવ્યો નથી. ખરૂં કહીએ તો તેમણે સાંઈ, ઓલીયા, પીરો અને મુર્શીદોની મદદથી હિન્દુ ધર્મ અને હિન્દુ સમાજબંધનને 'સખળ ડખળ' કરવાને માત્ર આભ અને ધરતી એક કરવાનું જ બાકી રાખ્યું હતું. આ જ અરસામાં પંજાબ અને ઉત્તર હિન્દમાં મુસ્લીમોના સહવાસની કેવી અસર થઈ હતી, તેનો જે ચિતાર મી. કનીંગહામે ચીતર્યો છે તે જોતાં તેમ વિચારતાં મુસ્લીમ સલ્તનતના અને તે પછીના શાહી અમલના કાળમાં ગુજરાતમાં શું થયું હશે તેનો વાસ્તવ ખ્યાલ આવી શકશે. ગુજ-રાતમાં સલ્તનત સ્થાપનાર અહમદશાહ (૧લો) ગુજરાતીથી માંડી મહમ્મદ બેગડા પર્યંત સુલ્તાનોએ હજારો હિન્દુઓને બલાત્કારે તેમ પ્રલોભનોથી વટાળી, વર્ષો ને વર્ષો સુધી જે ભારે હાહાકાર મચાવ્યાં રાખ્યો હતો, તે વિચારતાં મી. કનીંગહામના પંજાબ અને ઉત્તર હિન્દની અવસ્થાના ઉદ્‌ગાર ગુજરાતની તે કાળની પરિસ્થિતિને પણ લાગુ પડતા સમજાશે. તે કહે છે:—

"પરાક્રમમાં ક્ષત્રિયોની બરોબરી કરનારા કે તેમનાથીયે ચઢી જનારા, બ્રાહ્મણોના પૂજ્યભાવને તિરસ્કારનારા, સત્તાસૂચક રીતે ખુદાનું એકત્વ જાહેર કરનારા, અને મૂર્તિઓને ધિક્કારનારા, નવા લોક(મુસ્લીમો)-ની અસર હિન્દના જનસમૂહનાં મન ઉપર થવા માંડી...નવા વ્હેમ, અને નવા ચમત્કાર લોકોની એ બાબતની જૂની શ્રદ્ધાને સ્પર્ધામાં વટાવી ગયા; પીરો, શહીદો, સાધુ–ફકીરોએ પોતાના ચમત્કારોની સંખ્યામાં કૃષ્ણ અને ભૈરવને ક્યાંયે વેગળા મૂકી દીધા, અને મુસ્લીમો, તેમ જેમની મદદ તેમણે તેમની ધમાલમાં લીધી હતી એવા મધ્યસ્થ થઈ વચ્ચે પૂરાનારા સંખ્યાબંધ પંથપ્રવર્તકો, ( પોતે માનેલું ) પ્રભુનું એકત્વ ઘણુંખરૂં વિસરી ગયા."

× × × ×

"(પરિણામે) અનેક પંથો ફૂટયા અને તેમણે ઇસ્લામ તથા હિન્દુ ધર્મ વચ્ચે કંઇક એકરાગીપણું સ્થાપવાની કોશિષ કરી; બન્ને ધર્મોના શ્રદ્ધાલુ જનો જેમાં ભળી મળી શકે એવો વચલો માર્ગ કાઢયો, કે જેથી બાહ્ય આચારો, ચિહ્નો, ક્રિયાકર્મોના ભેદો ગાળી–ટાળી શકાયા હતા. ચૈતન્ય અને નાનક, કબીર અને દાદુ–નો આવો આશય હતો. તેમણે છૂટથી હિન્દુ તેમ મુસ્લમાનોમાંથી અનુયાયીઓ લીધા છે અને બ્રાહ્મણ તેમ મુલ્લાંના ચુસ્ત રૂઢીરક્ષકપણાને ઉશેટી દીધું છે."[૫૦]

---

50 " Muslim Rule In India, Its Influence on Trade, Social life and Literature. "–By Sir Jadunath Sarkar: " Modern Review. "

" The influence of a new people who equalled or surpassed Kshatriyas in valour, who despised the sanctity of Brahmins, and who authoritatively proclaimed the unity of God and His abhorrence of images began gradually to operate on the minds of the multitude of India. New superstition emulated old credulity. Pirs and shahids, saints and martyrs, equalled Krishna and Bhairav in the number of their miracles, and the Mahomedans almost forgot the unity of God in the multitude of intercessors whose aid they implored. "

× × × ×

" Many sects arose which tried to harmonise Islam and Hinduism and to afford a common meeting-ground to the devout men of both creeds, in which their differences of ritual, dogma aud external marks of faith were ignored. This was the above aim of Kabir and Dadu, Nanak and Chaitanya. They made converts freely from Hindus and Muslims and rejected the rigid orthodoxy of the Brahman and the Mulla alike. "

ગુજરાતમાં, પંજાબ અને ઉત્તર હિન્દની પેઠે આ સહુ થયું હતું, એમ સમજાય છે. પોતાને ગુજરાતી લેખવતા સુલ્તાનોએ ચમત્કાર-પ્રવીણ, અને મુસ્લીમ બાહ્યાંગ હેઠળ હિન્દુ ધર્મનાં ચોક્કસ તત્ત્વોને અપનાવનારા, પોતાનાં કરી લેનારા, નવીન ઇસ્લામી પંથપ્રવર્તકો દ્વારા નવીન પંથ સ્થપાવી, સંખ્યાબંધ ધર્મભોળા હિન્દુઓને વટલાવરાવ્યા હતા. કંઈક વિશેષ વિગતવારીથી આ મુદ્દો તપાસવો પડશે.

**મુસ્લીમ અમલ અગાઉ ઈસ્લામનો પગપેસારો**

હિન્દમાં ગુજરાતનું વિશિષ્ટ ભૌગોલિક સ્થાન લક્ષમાં લેતાં, સિંધને બાદ કરતાં, ગુજરાત મૂળથી મુસ્લીમોના સંસર્ગમાં કૈંક વિશેષ આવતું રહ્યું હતું. અને તેને અંગે ઇસ્લામની સીધી તેમ આડકતરી અસર ગુજરાતની જનતા અને ખાસ કરીને ધંધાદારી તેમ કીસબી જનતા ઉપર સોંસરી થઈ હતી. વિશાળ સમુદ્રવર્તી કાંઠાને અંગે હિન્દનો બહારના જગત સાથેનો વ્યાપાર ગુજરાતનાં કાંઠાનાં બંદરો દ્વારા એક કાળે પૂર જોરમાં ચાલતો. આથી ધીરે ધીરે ઇ. સ. ના સાતમા સૈકાથી મુસલમાન, મુખ્યત્વે અરબસ્તાન અને ઇરાન, બગદાદ, બસરાના વ્યાપારી તથા સિપાઇઓ ગુજરાતમાં પ્રભાસ,દિવ, ઘોઘા, ખંભાત, ભરૂચ,વગેરે બંદરોમાં પોતાનો પગદંડો જમાવી શકયા હતા. તેમ જ ગુજરાત–કાઠીઆવાડમાં જીવારાનાં સાધનો સમૃદ્ધ અને વિશેપ અવકાશવાળાં જણાતાં સિંધ અને મુલતાનને માર્ગે કચ્છમાં અને ત્યાંથી ગુજરાત–કાઠીયાવાડમાં, મુસ્લીમ વ્યાપારીઓ, લશ્કરીઓ, ઈસ્લામી ધર્મપ્રચારકો અને, હિન્દુ મટી મુસ્લીમ થયલા મેમણ,ખોજા,વોરા વગેરે લોકો ટોળાંબંધ ઉતરી પડયા. તે કાળના ગુજરાતના રાજપૂત રાજાઓ મુસ્લીમ વેપારીઓની તેમ જ સીરબંદી લડાયક મુસ્લીમોનાં ઉપયોગ અને કિમ્મત સમજતા, અને તેમને સ્થાયી નિવાસ કરવાને પોતાના ધર્મ પાળવા દેવાની ખાસ સવડ તેમ સગવડેય કરી આપતા. નવમી દશમી સદીમાં મોટાં મોટાં શહેરોમાં તેઓ સારી સંખ્યામાં વસી ચૂકયા હતા. ઠેઠ સિદ્ધરાજ જયસિંહ અને પછી વાઘેલા રાજકાળમાં વસ્તુપાલ તેજપાલ–એમણે મસ્જીદો બાંધી બંધાવા દેઈ ઈસ્લામનો પગદંડો જમાવવા દીધો હતો. એટલું જ નહીં

પણ કેટલીક વાર તો સ્થાનિક રહીશોથી કનડગત પામતા મુસ્લીમોનો પક્ષ લઈ તેમને દબાવ્યા પણ હતા. સિદ્ધરાજે ખંભાતમાં જૈનો અને પારસીઓને, ઇરાની તેમ જ અરબ વેપારીઓ અને લશ્કરીઓની સમાધાની માટે સજા કર્યાનું જાણીતું છે.[૫૧] આથી જણાય છે તેમ મુસ્લીમ અમલ ગુજરાતમાં જામ્યો તે અગાઉથી ઇસ્લામ ગુજરાતમાં સારો પગપેસારો કરી શકયો હતો, એટલું જ નહીં પણ ગુજરાતમાં પોતાનું ચિરંજીવ સ્થાન સંપાદન કરી લીધું હતું.

આ સમયથી જ ઉપર જણાવ્યું તેમ સમજાવટથી હિન્દુઓને પોતાના ઈસ્લામમાં વટાળવાનો ધંધો ઇસ્લામી ધર્મપ્રચારકોએ આદરી દીધો હતો જ. મૂળથી જ બગદાદના ખલીફાઓએ ઇસ્લામ-પ્રચાર અર્થે રીતસર ઉપદેશકોને હિન્દમાં મોકલવાની પ્રથા પાડી હતી. ઈ. સ. ૭૧૦ માં મહમ્મદ કાસીમે તેમની દ્વારા સિંધના બ્રાહ્મણ રાજ્યના બ્રાહ્મણ, લુહાણા વગેરેને મુસ્લીમો કર્યા હતા. વળી કહેવાય છે

**સમજાવટથી ઇસ્લામની જમાવટ**

તેમ ઠેઠ ઈ. સ. ૧૦૦૧ થી નુરૂદ્દીન નામના ઉપદેશકને ઇસ્માઇલી પંથના રાજકર્તા હસન જકરીઆએ હિન્દુસ્તાનમાં ઇસ્લામના ધર્મોપદેશ માટે મોકલ્યો, અને એ પીર સતગુરૂ નૂરે (વા નૂર સતાગરે) પાટણમાં ભોળા ભીમદેવને, (ઇ. સ. ૧૦૨૨–૧૦૭૨) ખાનગી રાહે વટલાવ્યો

---

૫૧. જુઓ 'સોલંકી રાજા જયસિંહ' (સિદ્ધરાજ) વિષે લેખ, રા. બ. ગૌરીશંકર હીરાચંદ ઓઝાનો. "નાગરી પ્રચારિણી પત્રિકા"માં (નવીન સંસ્કરણ, ભાગ ૩ માં) મૂળ હિંદી લેખ છે. તેનો અનુવાદ "પ્રસ્થાન"–અમદાવાદ–ના પુ. ૮. પૃ. ૧૧૪, ૨૨૫ અને પુ. ૯. અંક પૃ. ૧૬૯, ૧૭૮, ઉપરની બાબત વિષે જુઓ પુ. ૯. અંક, પૃ. ૧૭૦; જેનું મૂળ 'જામે-ઉલ્-હિયાકત; ઇલિયટ્'; (ઈ. સ. ૧૨૧૧, રચન વર્ષ.) 'હિસ્ટ્રી ઓફ ઇંડિયા' ભાગ ૨. પૃ. ૧૬૩–૪ માં છે.

"(સિદ્ધરાજઃ) સાચી બાતમી મેળવવા હું જાતે ખંભાત ગયો હતો અને મને માલુમ પડયું છે કે ખરેખર મુસલમાનો તરફ જુલમ વર્તાવવામાં આવ્યો છે. રાજ્યમાં સર્વ પ્રજા સુખ અને શાન્તિનો સમાન ઉપભોગ કરી શકે એવી પ્રજાપાલનની સુવ્યવસ્થા કરવી, એ મારૂં કર્તવ્ય છે."

પણ હતો; તથા નવસારીના રાજા સૂરચંદની કુંવરી વેરે લગ્ન કર્યાં હતાં. હિન્દના ખોજાઓનો આ આદિગુરૂ લેખાય છે. આ સતગુરૂ નૂરે તેમ તેમના જેવા બીજા મુસ્લીમ પાદરીઓ, મુર્શીદો અને મુલ્લાંઓ તે સમય પછીથી ગુજરાતમાં ધર્મપરિવર્તન કરવા મથ્યા હતા. તેઓએ હિન્દુ ધર્મનાં, શાસ્ત્રો અને ઉપદેશગ્રંથોનો તેમ આધ્યાત્મિક જ્ઞાનનાં રહસ્યોનો બારીક અભ્યાસ કરી, હિન્દુઓનાં અને તેમાં યે મુખ્યત્વે ધંધાદારી, કસબી, કારીગર વર્ગોનાં માનસ અને અતૃપ્ત ધર્મ-તૃષ્ણા આબાદ પારખી લીધી અને સમજાવટથી, ચમત્કારોથી તેમ તેમનાં વ્હેમી મનોને સંતોષે–વશ કરી લે તેવા અજબ પડછા અને પરચાઓના પ્રભાવથી લુહાણા, ભાટીયા, કણબી, કાછીઆ, ઘાંચી, મોચી, ગોલા, કોળી, ધારાળા, વગેરે, અને કદિમદિ બ્રાહ્મણ, રાજપુત અને વાણીઆઓને પણ ભોળવી ભમાવી ઇસ્લામમાં ગુપ્ત તેમ પ્રકટપણે અપનાવી લીધા હતા, તેમ સેંકડો ભાવિકોને મુસ્લીમ તહેવારો અને પીરો–ઓલીયાઓની માનતા–પૂજા કરતા કર્યાં હતા. આમ કરવામાં તેમણે કેટલીક ધર્મસંકરતા પણ વહોરી લીધી, જરૂર જોગી, માત્ર દેખાવ પૂરતીયે પોતના ધર્મની નિંદાને કદિમદિ અવકાશ આપ્યો, અને ભેળશેળીયા ઇસમાઇલી, પીરાણા, મતીયા, ઇમામશાહી જેવા પંથો પ્રવર્તાવ્યા; જેમાં કેટલાંક હિન્દુ આચારવિચારનાં અંતરનાં અંગો સાબુત રાખ્યાં છે; તેમ કેટલાંક મુસ્લીમ ધર્મપ્રણાલિનાં બાહ્ય અંગોને બાહ્ય સ્વરૂપ ફેરવવા પૂરતું સ્થાન દીધું છે.

**સલ્તનતના બળે ઇસ્લામનો પસારો**

આ સહુ ઇસ્લામપ્રચારની પ્રવૃત્તિ, જે આરંભમાં શાન્ત અને સમજાવટભરી હતી તે મુસ્લીમ અમલ ગુજરાતમાં જામતાં, સલ્તનત સ્થપાતાં વિશેષ, કહો કે, અતિ ઉત્કટ, જોરાળી અને તીવ્રસંવેગી બની. રાજપૂતી નષ્ટભ્રષ્ટ થતાં દિલ્હીના શાહના સૂબાઓનો દોરતોરભર્યો જુલ્માટ બસેંક વર્ષ ચાલ્યો, અને એ એકાક્ષી જહાંગીરીના સમયમાં યાહોમ વટાળ ચાલ્યો ખરો, પણ તે મોખરાનાં શહેરો સિવાય ગામડાં અને ખેડાંપાડાંમાં જોઇએ તેવો અસરકારક નીવડ્યો

નહીં. ખીલજી પછી તઘલખ રાજ્યકાળમાં કંઈક શાન્તિ અને સમજાવટ પ્રસરી હતી. તેમ સૈયદ અને લોદી રાજ્યકાળ બહુ આક્રમણાત્મક થઈ શક્યા નહતા. પણ તે દરમ્યાન ગુજરાતી સલતનત સ્થપાતાં ઇસ્લામ પ્રસાર યોજનાપુરઃસર રાજ્યબળથી સમજાવટ persuation તેમ જ જોરજુલમ–persecution–ની રીતિનીતિથી ઘોડાપૂરે આગળ વધ્યો. આ અરસામાં ઈસ્લામના ભાગ્યે, અગાઉ આવી ગયલા સતગુરુ નૂર વા નૂર સતાગરના શિષ્યો પીર સમશુદ્દીન અને પીર સદરૂદ્દાન, તેમ શેખ ઇમામ-શાહ, આદિ અન્ય પ્રભાવશાલી ઉપદેશકો, મુસ્લીમ સંતો અને પીરો બહાર આવ્યા અને તેમણે એકધારૂં ધર્મપરિવર્તન રીતસર ચલાવ્યું.[૫૨] એક પાસથી, અહમદશાહ અને મહમદ બેગડાએ ક્ષત્રિય કન્યાઓ સાથે સંબંધ બાંધ્યા, રાજાઓને વટાલાવ્યા, મુસ્લીમ મંડલિક કર્યા, રાજપૂતો, બ્રાહ્મણો અને વાણીઆઓને વટલાવ્યા અને મોલેસલામ, કસબાતી, મલેક, મકવાણા, શેખ, વોરા જેવાં મુસ્લીમ ટોળાં ને ટોળાં ઉભાં કર્યાં, તેમ બીજી પાસથી ઉપર જણાવેલા ધર્મોપદેશકો હુસેની, ખોજા, મતીયા, પીરાણા, મેમણ, મુમના, શેખડા, રાઠોડ વગેરેનાં ભરતીયાં ભર્યાં જ ગયા.

આ સમયમાં, એટલે કે ગુજરાતી સલ્તનતના આરંભકાળમાં, મુસ્લીમ સંતોનો લાગવગ રાજદરબારમાં વિશેષ હતો. તેમની સિદ્ધ વાણીને અહમદશાહ ગુજરાતી અને મહમદ બેગડા સુદ્ધાંત શિરે ચઢાવતા. તેમના ચમત્કારોને વધાવતા, તેમની ઝંખના રાતદિન કર્યા કરતા. અમદાવાદ તે વેળા એ નામાંકિત મુસ્લીમ સંતોની મોરલીએ નાચતું હતું. અહમદશાહ અને મહમદ બેગડાએ ગુજરાતના પોતે જિતેલા ભાગોમાં

---

૫૨. આ તેમ જ પાના ૭૧ માં નોંધેલી બાબતના ઉલ્લેખો બોમ્બે ગેઝેટીયર, હિસ્ટ્રી ઑફ ગુજરાત ભાગ પહેલામાં તેમ 'મારાતે સાકંદરી'માં છે. તેના સારોદ્ધાર રૂપ, રા. બ. ગોવિંદભાઈ હાથીભાઇવાળા "ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ" માં પણ તેનાં ટાંચણ છે; જુઓ પા. ૨૨ લીટી ૨૦–૨૬; પા. ૨૩, લીટી ૭–૯ પા. ૩૬, લી. ૧૯–૨૪; અહમદશાહ ૧ લા પાસે ચાર પ્રભાવશાળી ઓલીયા હોવાની વાત જાણી છે. મહમદ બેગડા ઉપર પણ ઓલીયાઓનો પ્રભાવ સારો હતો.

મુસ્લીમ સંતોને ખાસ વસાવી, તેમ મસ્જીદો અને રોજાઓ બાંધી, લોકોને તેમ રાજા ગરાશીયાઓને વટલાવી, ઇસ્લામનાં મૂળ ઉંડાં તેમ વિસ્તૃત કર્યા હતાં. અને એ મુસ્લીમ સંતોએ ઇસ્લામનો પ્રચાર કરવામાં તેમ પાછળથી હિન્દુ મુસ્લીમ ઐક્ય જમાવવામાં અને ગુજરાતને આબાદ, વૈભવશાલી કરવા–કરાવવામાં ઓછો શ્રમ લીધો ન હતો.

તેમ રાજકાજમાં ફારસી અને ઉર્દુને પ્રતિષ્ઠાભર્યું માન મળતાં હિન્દુ મુસદ્દી તેમ વિદ્વાન્ વર્ગો તેના પાકા અભ્યાસી થવા લાગ્યા અને એ ભાષાઓનાં સાહિત્યો અને ઇલ્મોનો પરિચય કરી, તેના જ્ઞાનમાં પાવરધા થઇ, તેનો લાભ અનુવાદ તેમ સારોદ્ધાર દ્વારા પોતાના જ્ઞાનપીપાસુ બંધુઓને આપવા લાગ્યા. મુસ્લીમ વિદ્વાનોએ પણ તળ ગુજરાતના સાહિત્યના તેમ સંસ્કૃત સાહિત્યના રસભર્યાં પરિચયો પોતાના મુસ્લીમ બંધુઓને કરાવ્યા પણ હશે. પરંતુ તેનાં પ્રમાણ ઉપસ્થિત નથી, અને હોય તો જાણ્યામાં નથી.

આ સહુની સીધી યા આડકતરી સબળ અસર તે કાળની ગુજરાતી જનતાના માનસ ઉપર, તેમના ધર્મપંથો, અને સમાજબંધન અને સાહિત્યસર્જન ઉપર અવશ્ય થવી ઘટે છે. તે કાળનું આ નવા ઉગેલા મુસ્લીમ પંથોનું જે કાંઈ અલ્પ ધર્મસાહિત્ય સાંપડયું છે તેથી સ્પષ્ટ રીતે જણાય છે તેમ હિન્દુઓની ધર્મભાવનાને અને ધર્મ-સાહિત્યને કંઈક અનેરા પલટા લેવા પડયા હશે જ. પણ વિગતવાર એ બાબતની તવારીખના અભાવે, તેમ નષ્ટભ્રષ્ટ થઇ ગયેલા મધ્યકાલીન સાહિત્યના અભાવે ચોક્કસ પ્રમાણો પડછે ધરવાં દુષ્કર તેમ દુર્ઘટેય છે. છતાં એટલું તો સમજાય છે કે તે પછીના કાળમાં અનેક નવા પંથો પ્રકટયા, અને કેટલાક જૂના પંથો, વિશોધનો અને વિરેચનોથી શુદ્ધ થયા, તે આ મુસ્લીમ ઉપદેશકોના સીધા ધર્મપરિવર્તનને અટકાવવાને માટે, તેમ જ હિન્દુધર્મને અને હિન્દુ સમાજને ચિરંતન ટકાવવાને માટે. એ કાળે હિન્દુ પંથપ્રવર્તકોએ આવા સદ્દહેતુથી પ્રેરાઇને પોતાનાં આળસ, પ્રમાદ અને ખોટી નિરાંત-

નિવૃત્તિને ઝાટકી નાંખી અને આતુર જનતાની વાસ્તવ સમયાનુસારી ધર્મતૃષ્ણાને યથાશકય સંતોષી. શ્રી રામાનંદનો પંથ આવાં તત્ત્વોવાળો હોઈને ગુજરાતે તેને બહોળા પ્રમાણમાં સત્કાર્યો હતો એમ સમજી શકાય છે. ઉપરાંત 'અલ્લોપનિષદ' જેવા ગ્રંથથી રામ અને રહીમની એકતા સિદ્ધ કરવાને જેવું મથન ઉત્તર હિન્દમાં થયું, તેવાં મથન પ્રકારાન્તરે તે અગાઉથી સંત કબીર સાહેબ અને અમદાવાદી દાદુ દયાળ જેવાએ પૂરપાટ જોરશોરથી કર્યાં હતાં; અને પાછળના પ્રણામી, નિરાંત આદિ પંથોએ પણ એ જ આશયથી ઈસ્લામનાં કેટલાક ઉદાર તત્ત્વોનું હિન્દુ ધર્મભાવના સાથે આકલન ગુજરાતમાં સુરસ રીતે કર્યું છે; અને ભક્તિનીતરતાં સાહિત્ય રેલાવ્યાં છે.[૫૩]

**સત વા મતીયા પંથ**

જે કેટલાક નામનાવાળા ઇસ્લામપ્રચારકો ગુજરાતમાં થઈ ગયા છે, તેમાં નૂરસત ગુરૂ (નૂરુદ્દીન) અગ્ર સ્થાન ભોગવે છે. તેઓ ઇ. સ. ૧૦૦૧ માં (કદાચ ઇ. સ. ૧૦૬૭ માં ?) ઈમામ હસન ઝકરીઆની પ્રેરણાથી ગુજરાત આવ્યા. તેમની પોતાની પંથપરિવર્તનની કામગીરી વિષે ઝાઝું જાણવામાં નથી આવ્યું. પણ તેમના ચેલાઓની સબળ પ્રવૃત્તિઓએ પોતાના એ 'સતગુરૂ'ના નામને યશોજ્જ્વલ કર્યું જણાય છે. ખોજા, મૂમણા આદિ ભજન સાહિત્ય જોતાં જણાય છે તેમ સતગુરૂ નૂરસતે હિન્દુઓના વિષ્ણુના અવતારોની ભાવના ઝડપી લીધી અને ઇસ્લામ તથા હિન્દુ ધર્મના અભિન્નપણાનું અવનવું રૂપ ઉભું કરી, અવતારવાદને ઓઠે નવ અવતાર કાયમ રાખી, પાક અલીને દશમા નકલંકી અવતારને સ્થાને સ્થાપ્યા. તેમણે બ્રહ્માને સ્થાને

---

૫૩. એકલબારાના પીર કાયમુદ્દીન સાહેબની, કહો કે ચીસ્તી પંથની અસર હેઠળ આવેલા ગુજરાતી કવિઓનાં ભજનો( કલામો )ની વિશાળ વાનગી રા. બ. સાહિત્યમાર્તણ્ડ હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળાએ સને ૧૯૨૨ના "સાહિત્ય"ના અંકોમાં આપી છે. રતનબાઇ, અમર વાઇજી, નબી મીયાં, પૂન્ન બાવા, જીવણ મસ્તાન વગેરે કવિઓની વાણી તેના સરસ નમુના છે.

હઝરત મહમ્મદ પેગંબર સાહેબને, મહેશને સ્થાને બાવા આદમને અને વિષ્ણુને સ્થાને અલ્લીને ઠેસવ્યા: આમ હિન્દુ ત્રિમૂર્તિનું સ્થાન મુસ્લીમ ત્રિમૂર્તિને અર્પ્યું. તેણે તે ઉપરાંત હિન્દુઓના અધ્યાત્મતત્ત્વનું એકેશ્વરવાદ અને અંતે અદ્વૈતવાદનું ગાંઠણ પણ પોતાની ઉપદેશમાળામાં ગાંઠયું–ગુંથ્યું; અને તેમના માનસને સંતોષ્યું. ઉપરાંત હિન્દુ ધર્મના, સામાન્ય જનતાને પ્રિય એવા કેટલાક સિદ્ધાન્તોનાં સામ્યો પોતાની ઉપદેશપ્રણાલિમાં રૂચિકર રીતિએ સંલગ્ન કર્યાં. અને સાદી સચોટ ભાષાવાળાં સુલલિત ભજનોમાં એ સહુ ઉતારી, ઓરસ આદિ ઉજવી, ઇસ્લામના ગાઢ સંસર્ગમાં નિત્ય નિરંતર આણી, ગુજરાતની ભોળી, કામગરી, કારીગર, ધંધાદારી જનતાને ભોળવી, ગુપ્ત તેમ પ્રકટપણે પોતાના ઇસ્માઇલી પંથમાં ભેળવી.[૫૪]

ભલે આમ ઇસ્માઇલી પંથપ્રવર્તનનો યશ સતગુરૂ નૂરસતને અપાય, પણ ખરી રીતે તો તેનો યશ તેમના ચેલા પીર શમ્સુદ્દીન અને પીર સદરૂદ્દીનને ઘટે છે. પીર સદરૂદ્દીને (ઇ. સ. ૧૪૩૦) પોતાનું નામ સહદેવ વા હરખચંદ રાખી, આ સહુ ધર્મપ્રવૃત્તિ જમાવી, એમ માનવું સુસંગત લાગે છે. સતગુરૂ નુરસતને રાજપૂતી અમલમાં એટલી

---

૫૪ મી. નાનજીઆણીએ પ્રકટ કરેલાં "ખોજાઓનાં ભજનો" વાંચવાથી આ હકીકત વિશેષ સ્પષ્ટ રીતે સમજાશે. અહીં માત્ર સ્વ. રણજિતરામ વાવાભાઈના પહેલી સાહિત્યપરિષદમાંના નિબંધ લોકગીતમાંથી ઉતારા લીધા છે.

નવ અવતાર આગે અમો, ... ... ...
દશ મેઘવારે જે ધરે, મહેસરી, માતંગ આયો દેવ.

× × × ×

અમોએ એ ચાલી, અમો એ ઈશ્વર, અમો એ દેવ આગળ ધરંતે
પઢદ્વિપ, જંબુખંડ, ડંમર માતંગ નામ ઉચ્ચરંતે.

× × × ×

સતગુરૂ કહે રે દિલમાં દેવ પૂજિયે, અને દિલમાં દેવ દુવાર,
દિલમાં સાંઇઆ આપ વસે તો, દિલમાં આપ દેદાર.
સતગુરૂ કહે રે આપે હરિ આવે રે, આવે વરસે નૂર,
આવે સબઘટ દીસાતો સો અંધાકે મંદ દુર.

વિશાળ સરળતા મળે તે કરતાં સલ્તનતના કાળમાં પીર સદરૂદ્દીનને વધુ મળી, એમ સકારણ માની શકાય છે. તે ગમે તેમ હો, પણ તે કાળે "માતા અથવા શક્તિસંપ્રદાયવાળા શાક્ત સમૂહો ઉપર મોટે ભાગે એવા (પીર સદરૂદ્દીનના) ઉપદેશની અસર થઈ એમ કહેવાય છે. જોકે ખરી રીતે તો શાક્ત, શૈવ વગેરે બધા જ એ ઉપદેશથી લલચાઈ ગયા છે," એમ જે દિ. બ. સાક્ષર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી કહે છે, તે સર્વથા ઉપયુક્ત છે.[૫૫]

**મોમીન આદિ પંથ**

વળી મેમણો (મોમીઅન-ઇમાન લાવનારવાળા), જેઓ મૂળે લોહાણા, કાછીઆ હતા તેમના આદિપંથ-પ્રવર્તક તાજઉદ્દીન અને તેમના પાંચમા વંશજ-(સં. ૧૪૫૪)ની કામગીરી પણ નોંધવાજોગ છે. લુહાણાઓની અને મેમણોની ધર્મમાન્યતામાં કેટલુંક સામ્ય હજીયે દેખાય છે.[૫૬]

તે જ પ્રમાણે વેરાઓના પંથના આદ્યસ્થાપક તથા સંતો અને ઉપદેશકોની પ્રવૃત્તિ પણ આ સંબંધમાં માર્ગદર્શક થાય એમ છે. ઠેઠ સં. ૧૦૦૧, કે ૧૦૬૭ થી વોરા કોમ હયાતીમાં આવી છે અને ગુજરાતના કસ્બાઓમાં સારા પ્રમાણમાં હોવા ઉપરાંત એક વેળા ગુજરાતના સુલ્તાનની સખ્તીનો ભોગ થવા જેવી સત્તાધારી પ્રબળ કોમ થઈ પડી હતી.[૫૬]

સતગુરૂ નૂરસતની પેઠે બીજા પ્રભાવશાળી ઇસ્લામી સંત, પીરાણાપંથના આદ્યપ્રવર્તક ઇમામશાહ છે. તેઓ સૈયદ હતા; તે ઇ. સ. ૧૪૪૯ માં ઇરાનથી ગુજરાતમાં આવ્યા. અને અમદાવાદ પાસે

---

૫૫ દિ. બ. સાક્ષર શ્રીયુત કૃષ્ણલાલભાઇએ ચોથી સાહિત્ય પરિષદ-સુરતનો "ગુજરાતમાં ઇસ્લામી ઉપદેશકો," (પ્રકટ સં. ૧૯૭૫. ૧૯૨૯) તેમ જ મુંબઈની ૮ મી સાહિત્યપરિષદનો "મુસલમાન જેવા પરસંસ્કારો અને ગુજરાતી સાહિત્ય" (પા. ૩૨૫-૩૪૩) એ નિબંધો "મુસ્લીમ અસર"ના મુદ્દા સંબંધમાં ખાસ વાંચવા અને વિચારવા જેવા છે. તેમ ખોજાપંથી સાહિત્યનો અભ્યાસ કરવામાં 'દશાવતાર', 'મોમણચેતાવણ', 'ઈમામવાળાના પ્રછા', વગેરે ભજનસાગરો પણ માર્ગદર્શક થાય એમ છે.

૫૬. વિશેષ સ્પષ્ટ પ્રકાશ માટે જુઓ પરિશિષ્ટ-૪ થું.

નવ ગાઉ ઉપર ગિરમથા ગામમાં ઉતર્યા. તેઓ ખોજાઓના પીર સદ્રુદ્દીનના પુત્ર કુતબુદ્દીનના પુત્ર થાય. તેમણે મહમ્મદશાહ બીજા( ઇ. સ. ૧૪૪૧–૧૪૫૧ )ને વરસાદ વરસાવી, ચમત્કારથી

**ઇમામશાહી** વશ કર્યો, તેની પુત્રીને પરણ્યા અને તેનાથી એને ચાર પુત્રો થયા, જે હાલના પીરાણા સૈયદોના પૂર્વજો ગણાય છે. બાવા ઇમામશાહે એકેશ્વર નિરાકાર પ્રભુની ભક્તિનો ઉપદેશ કર્યો. शिवोऽहम्, शिवोहम्, એ મંત્રનો જાપ જપવાનું શિષ્યોને શીખવ્યું; હિન્દુ અને મુસ્લીમ ઉત્સવો ઉજવવાની પ્રથા પાડી; બારે માસની બીજ અને રોઝા મહીનો પાળવાનું, પણ તાબૂત નહીં કરવાનું, ઠરાવ્યું; શિષ્યોના નિયમપાલન અને મતસમજણ માટે શિક્ષાપત્રી લખી. 'ઇમામ કેવળ એક જ ખુદા છે', એ આ પંથના કાકાઓનું મંત્રોચ્ચારણ છે. આ પંથ મતીઆ પંથ તેમ સતપંથ પણ કહેવાય છે.[૫૭] કણબી, કાછીઆ, ગોલા, ઘાંચી, વાણીઆ વગેરે કોમોમાંના કેટલાક આ મતને કાં તો ગુપ્ત અગર ઉઘડ રીતે માને છે.

આ પીરાણા મતીયા પંથનું પુરાણું સાહિત્ય વિચારણીય છે. અને જો તે વિચારાય તો તેની અસર ગુજરાત અને ગુજરાતી સાહિત્યને કેટલી થઈ હતી તે વિષે ઘણું જાણવાનું મળે એમ છે.

આ ઉપરાંત પારસી, ખ્રીસ્તી, આદિ ગુજરાતમાં લાંબા કાળથી આવી વસેલા લોકોના સંસર્ગ, ધર્માચરણ અને સાહિત્યવિષયક પ્રવૃત્તિઓની અસર પણ જો સપ્રમાણ તારવવામાં આવે તો આ વિષય ઉપર કંઇક અનેરૂં અજવાળું પડવા સંભવ છે.

---

૫૭ તેઓની પહેલી બંદગી: "બીસ્મીલ્લા અલ્લા રહેમાન રહીમ, સતગોરપાત્ર, બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, આદે વિષ્ણુ નિરંજના, નરઅલ્લી મહમ્મદશાહ તમારી દુવા." બીજી બંદગી: "લોબાન જલે, કુલબલ્લા ટલે દીન જાગે, કફન માગે." જુઓ બોમ્બે ગેઝેટીઅર. 'હિન્દુ પોપ્યુલેશન' વો. ૯, પાના ૧૭ની પાદ નોંધ. મતિયા વગેરેની વિસ્તૃત હકીગત માટે જુઓ આજ ગ્રંથનાં પાનાં ૧૬૭–૧૭૨

# પરિશિષ્ટ--૧

## (પાના ૬૫ માની પાદનોંધ ૪૮ મીનું)

## આચાર્યશ્રી આનન્દશંકર શું કહે છે ?

૪૪ રાધાકૃષ્ણવિષયક પ્રેમલક્ષણા ભક્તિ મહેતાજી(નરસિંહ)નાં પદોમાં પ્રચૂર હોવાથી, તેમ રાધાની સખીઓનાં નામ મહેતાજીનાં પદોમાં આવે છે અને તે ભાગવતાદિમાં નથી, ચૈતન્યના શિષ્ય રૂપ ગોસ્વામીની ઉજ્જ્વલનીલમણી નામના ગ્રંથમાં એ નામ મળે છે, તેથી મહેતાજીને ચૈતન્યની પછી ખસેડવા, એવો પૂજ્ય સા. શ્રી આનંદશંકર ધ્રુવનો જાણે નિશ્ચિત, સુવિચારિત જ મત હોય તેમ રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ "નરસિંહના કોયડા"માં "ભક્તિ અને ગુજરાતી સાહિત્ય"ના એક પ્રકરણ તરીકે "ગુજરાત" સં. ૧૯૮૨ ના શ્રાવણના અંકમાં કહ્યું છે. પણ તેમનું એ વિધાન યથાઘટિત તેમ સાધારેય નથી, પણ ઉપલકીયા વા પરપ્રેરિત માહિતીથી નીકળેલું છે. આ હકીગત પૂજ્ય સા. શ્રી આનંદશંકર ધ્રુવના લેખનાં નીચેનાં અવતરણોથી સમજાશે:—

"આટલા ઉતારાઓથી સ્પષ્ટ જણાઇ આવશે કે સિદ્ધરાજ, કુમારપાળથી માંડી લવણપ્રસાદ, વીરધવળ અને વસ્તુપાળના સમય સુધીમાં, એટલે કે બોપદેવથી પહેલાં પણ શ્રીમદ્‌ભાગવત તેમ જ રામાયણ, મહાભારત અને હરિવંશ ગુજરાતમાં જાણીતાં હતાં, એટલું જ નહીં પણ **કૃષ્ણ અને રાધાની લીલા પણ પ્રસિદ્ધ હતી.**" (પા. ૨૮૫)

"પણ રાધાનું નામ પહેલું જયદેવે, (બારમા શતકના આરંભમાં) દાખલ કર્યું એમ કહેવાનું તાત્પર્ય નથી. જયદેવ પહેલાં એ નામ સારી રીતે પ્રસિદ્ધ હતું. પદ્મપુરાણ, બૃહદ્‌ગોતમીય નથા ઋક્પરિશિષ્ટ વગેરે ઘણા ગ્રન્થોમાં પ્રમાણ મળે છે...." (પાના ૨૮૫ માની પાદનોંધ).

"એ(સુરત સંગ્રામ)માં રાધાની સખીઓનાં નામ આવે છે તે ઉપરથી **કેટલીક કલ્પના** થઈ શકે છે. એમાં રાધાની સખીઓમાં ચન્દ્રાવળી, વિશાખા તથા લલિતાનાં નામ છે. એ નામ જયદેવના ગીતગોવિન્દમાં ઉપલબ્ધ થતાં નથી. ચૈતન્યના શિષ્ય રૂપગોસ્વામી (રૂપા ગોંસાઇના) ઉજ્જ્વલનીલમણિ નામના ગ્રંથમાં એ નામ મળે છે." (પા. ૨૮૭)

"અને આ મૂળ ઉપરની ટીકામાં જીવગોસ્વામી લખે છે કે "शास्त्रं भविष्योत्तरं, स्कान्दगतप्रह्लादसंहितादि च–અર્થાત્ રાધા, ચન્દ્રાવલી, વિશાખા, લલિતા વગેરે શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. અને એ શાસ્ત્ર તે ભવિષ્યોત્તર, અને સ્કન્દપુરાણાન્તર્ગતપ્રહ્લાદસંહિતા વગેરે." (પા. ૨૮૭)

"ભવિષ્યોત્તર આદિ પુરાણ પરથી નરસિંહ મહેતાને આ નામ મળ્યાં હોય એમ માનવું પડે છે. પણ આ સ્થળે......નરસિંહ મહેતાની તારીખ(ને)......લોકોક્તિ સિવાય અધિક પ્રમાણ ન હોય તો નરસિંહ મહેતાની આજ સુધી મનાતી તારીખમાં થોડાંક વર્ષનો ફેરફાર કરવો ઉચિત છે." (પા. ૨૮૭)

**"કહેવાની જરૂર નથી કે આજ સુધી મનાતી આવેલી તારીખ અચળ માલુમ પડે તો ચૈતન્યને બદલે ભવિષ્યોત્તર પુરાણની કલ્પના કરીને પણ નિર્વાહ કરવામાં બાધ નથી."** (પા. ૨૮૮, છેલ્લું, લેખનું વાક્ય–ઉપસંહાર).

આ લેખના પાના ૩૧ માનો મજકુર આ નોંધ સાથે જોડવો; જેથી પૂ. આનંદશંકરભાઇનાં કેટલાંક વિધાનોના યથાશક્તિ વાળેલા ઉત્તર મળી રહેશે. ("વસન્ત" ભાદ્રપદ, સં. ૧૯૯૧, વર્ષ ૪, અંક ૮, ના "નરસિંહ અને મીરાં" પા. ૨૮૫ થી ૨૮૮)

---

## પરિશિષ્ટ–૨

(પાના ૬૫ માની ૪૮ મી પાદનોંધનું)

### જયદેવ અને કબીરની અસર વિષે આચાર્યશ્રી આનન્દશંકર

૪૮ જુઓ "વસન્ત", શ્રાવણ, સં. ૧૯૯૧, વર્ષ ૪, અંક ૭, પૂજ્ય સા. શ્રી આનન્દશંકર બાપુભાઇ ધ્રુવનો લેખ "નરસિંહ અને મીરાં" (એ જ્વાળાઓ ક્યાંથી પ્રકટી), પા. ૨૪૪:

૧. "...અમે મીરાંનો ચૈતન્ય સંપ્રદાયના સાધુઓ સાથે સમાગમ સંભવિત ગણીએ છીએ; **પરંતુ એમ જ્વાળા પ્રકટાવનાર વિશેષ શક્તિઓ રૂપે તો જયદેવ અને રામાનન્દને માનીએ છીએ."** (પા. ૨૪૪.)

૨ "નરસિંહ મહેતામાં જયદેવ, કબીર અને શંકરાચાર્યની અને કદાચ ચૈતન્યની (?) અસર સ્પષ્ટ નજરે પડે છે." પા. ૨૪૫:

"નરસિંહ મહેતાનાં ઘણાં કાવ્યોનાં વસ્તુ જયદેવના ગીતગોવિંદથી સૂચિત હોય, એમ લાગે છે. એ માત્ર ભાગવતમાંથી આવ્યાં હોય એમ લાગતું નથી."

"એટલે નરસિંહ મહેતામાં શુદ્ધ ભાગવતની અસર માનવી તે કરતાં જયદેવની માનવી, એ અમને વધારે યોગ્ય લાગે છે."

પા. ૨૪૬–૪૭ "......એક જ અનુમાન નીકળે છે કે સાધુઓ દ્વારા યા બીજી કોઈ રીતે કબીરનો ઉપદેશ નરસિંહ મહેતા સુધી પહોંચ્યો હતો... ...નરસિંહ મહેતાની ઉત્તરાવસ્થા–જ્ઞાનવૈરાગ્યનાં પદોનો સમય–કબીરની યુવાવસ્થા સાથે સમકાલીન હોઈ શકે, અને એ રીતે પણ નરસિંહ મહેતાનાં પૂર્વોક્ત પદોની મૂળ જ્વાળા કબીરમાંથી આવી એમ અનુમાન બાંધી શકાય. ગમે તેમ હો, પણ **આ વખતે ઉત્તર હિન્દુસ્થાનના યાત્રાળુ સાધુઓ દ્વારા જ નરસિંહે નવા યુગનું ધર્મ-ઉત્થાન અનુભવ્યું હતું, એમ માનવું જ અમને સયુક્તિક જ જણાય છે.** કબીર અને નરસિંહ મહેતાનો આ સંબંધ તે **કપોલકલ્પિત** નથી. કબીરની એ હકીકતમાં નીચે પ્રમાણે વાંચવામાં આવે છે,

... ... ... ... સોરઠ દેશમેં પહોંચે જઈ
જીત દેખા તીત ક્રોધ હંકારા પૂજહિં મૂરત બહોત વિસ્તારા."
ગડ ગીરનાર એક એક હે નાહુ, ચંદ બીજે વાં નરપત રાઉ
નૃપ બંધુ એક રહે શ્યાના, પૂજે સાધુ માતમ જાના."

"તાત્પર્ય કે **કબીર સાહેબ જ્યારે સોરઠ ગયા ત્યારે ત્યાં** "નરપત રાઉ" **નરસિંહ મહેતાવાળા પાંચમા મંડળિકનું રાજ્ય હતું.** એ સાધુનું માહાત્મ્ય સમજતો. આ **હકીગત** જોતાં નરસિંહ મહેતાનાં જ્ઞાન અને વૈરાગ્યનાં પદોનું બીજ કબીરમાંથી પ્રાપ્ત થયું હશે, એમ કલ્પના કરવામાં બાધ નથી......કબીરને પંદરમા શતકના પૂર્વાર્ધમાં વા ઉત્તરાર્ધમાં મૂકો. બન્ને રીતે એ મત સાથે નરસિંહ મહેતાનો સંબંધ ઘટી શકે છે."

પા. ૨૫૦–પાદનોંધ: "જયદેવાદિ રાસલીલાના ખાસ કવિઓમાંથી મહેતાજીને રાસલીલાનું સૂચન મળ્યું હોય એમ માનવું વધારે ઠીક લાગે છે."

# પરિશિષ્ટ–૩

## ( પાના ૬૬ માની ૪૯ મી પાદનોંધનું )

## ભાગવત અને સાધુસંતોની મહેતાને અસર વિષે સા. શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીજીનું મંતવ્ય

૪૯ રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીજીએ "પ્રસ્થાન" (વૈશાખ અને આષાઢ, સં. ૧૯૮૩, પુ. ૪, અંક ૧–૩ )માં રા. કનૈયાલાલ મા. મુનશીના "નરસિંહના કોયડાનો વિચાર" એ લેખમાં તેમના વાદનો ઐતિહાસિક દૃષ્ટિએ સપ્રમાણ સમૂળ નિરાસ કરતાં, ભાગવતની, અને નહીં કે ચૈતન્યની, નરસિંહ મહેતાને અસર હતી, એ મુદ્દો સમર્થતા તેમ સમર્પકતાથી ચર્ચ્યો છે. પ્રસ્તુત લેખનાં પા. ૩૦–૩૧ માં તેમનાં આ સંબંધી મન્તવ્યોનો ઉતારો થવો જોઇતો હતો; કારણ આ માટે તે જ સમુચિત સ્થળ હતું. પણ તે કાળે ઉક્ત અંકો હાથ લાગી નહીં શકતાં, કંઈ નહીં તો આખરે, અહીં ઉપસંહારમાં પરિશિષ્ટ રૂપે, તે ટાંકવાં એ ઉપયુક્ત લાગ્યું છે. તેમણે વૈશાખના અંકમાં આમ જણાવ્યું છે:

" રા. રા. મુનશીએ ( નરસિંહના કોયડામાં ) 'નરસિંહ મહેતા ખરેખર ચૈતન્ય (ઈ. સ. ૧૪૮૫ થી ૧૫૩૩) પહેલાં થયા કે પછી?' એમ પ્રશ્ન પૂછી, 'ચૈતન્ય પહેલાં થાય નહીં' એમ કહી, તેમને ચૈતન્ય પછી મૂકવા માટે કુલ ૧૬ દલીલો આપી છે. પણ અહીં કહેવું જોઇએ કે **આ બધી દલીલો સરખી** જોરદાર નથી. કેટલાંક દલીલો દલીલોની સંખ્યાનો ભાર વધારવા માટે મૂકાઈ હોય એવી છે. અને તે બાબત **૧૩ દલીલોનું પ્રમાણપુરઃસર વિવેચન** રા. રા. અંબાલાલ બુ. જાનીએ **કૌમુદી**ના કાર્તિક ૧૯૮૩ ના અંકમાં કર્યું છે. પણ રા. મુનશીના આખા કોયડાનુ મધ્યબિન્દુ ૧૪ મી[1] દલીલ જ છે. આ દલીલમાં જે કાંઈ તત્ત્વ છે, તે તો આચાર્યશ્રી ધ્રુવે બાવીશ વર્ષ પહેલાં, ૧૯૬૧ ના શ્રાવણ–ભાદરવાના, "વસંતના"ના અંકોમાં સ્પષ્ટ રજુ કર્યું છે; જેમાં મુખ્ય વાત એટલી જ છે કે,

" મહેતાજીને ચૈતન્ય સંપ્રદાય સાથે સંબંધ થયો હોય એમ ચૈતન્યના

---

૧ "૧૬ નરસિંહકૃતિમાં ભાગવતની કે હરિલીલામૃત( ૧ હરિલીલા ષોડષકલા)-ની પૌરાણિક છાપ નથી તેમ બ્રહ્મવૈવર્ત કે પદ્મપુરાણ એના પહેલાં થયાં હોય તો તેની છાપ નથી." ("ગુજરાત," ૧૯૮૨, શ્રાવણ, પા. ૫૪૬ )

શિષ્યો રૂપ ગોસ્વામી અને જીવ ગોસ્વામીના વિદગ્ધમાધવ, ઉત્સવનીલમણિ, ટીકા વગેરે ગ્રંથો જોતાં" શંકા જાય છે.' પૂજ્યશ્રી આનન્દશંકરભાઈના આટલા શબ્દોમાં જ મુનશીની આખી વાતનું તત્ત્વ આવી જાય છે. **બાકી તો બધી એ કળાકારની વાક્છટા છે."** ( વૈશાખ પા. ૯ મું ).

"ભાગવતની અસર નરસિંહ મહેતા ઉપર હોવાનું શ. મુનશી પોતે જ 'ભક્તિ અને ગુજરાતી સાહિત્ય'ના ૧૧ મા ખંડમાં કબુલ રાખે છે; અને અહીં 'ભાગવતની છાપ નથી' એમ કહે છે, એનો અર્થ શો ? વળી પદ્મપુરાણની છાપ નથી એવું સાહસથી કહ્યું છે. તો પંચાવન હજારના શ્લોકના એ પુરાણની નરસિંહનાં કાવ્યો સાથે ક્યારે અને કોણે સરખામણી કરી ? ... ... આવી અત્યુક્તિઓની ઉપેક્ષા કરીએ, પણ 'ભાગવતની છાપ નથી' એ શબ્દ વાંચીને તો **આશ્ચર્ય** જ થાય છે. નરસિંહ મહેતાનાં **કાવ્યો ભાગવતમય છે** એમ મને લાગે છે. ... ...

"નરસિંહ ઉપર સૌથી વિશેષે અસર ભાગવતની છે." ( વૈ. પા. ૧૦ મું ).

આ પછી રા. શાસ્ત્રીજીએ "ભાગવત અને નરસિંહ મહેતા" એ મુદ્દો પ્રમાણોના ખડકલા સાથે ચર્ચી ( પા. ૧૦ થી ૧૮ ) ઉપસંહારમાં જણાવ્યું છે:

"ભાગવતને આદર્શ તરીકે રાખી બીજા કવિઓની પેઠે નરસિંહે પોતાના દેશકાળને અનુરૂપ વધારાઘટાડા પોતાની કલ્પનાથી કરી, આ રચના કરી છે. છતાં અહીં અંગુલિનિર્દેશ કર્યો છે. એ રીતે ભાગવત સાથે નરસિંહનાં પદોને સરખાવવામાં આવે તો ઘણાં વચનોનું મૂળ ભાગવતમાં ક્યાંક ને ક્યાંક મળી આવે એમ મને તો બેય સાથે વાંચતાં લાગ્યું છે." ( વૈ. પાન ૧૮ મું ).

પછી "આષાઢ" ના અંકમાં (૨) "જયદેવ અને નરસિંહ મહેતો" એ મુદ્દો વિચારી અંતે તેઓ લખે છે:—

" વળી "ગીતગોવિંદના સર્ગ ત્રણ, ચાર, પાંચ, તથા દશ, અગીઆર, બારના પ્રસંગો ચાતુરી ષોડશીમાં નરસિંહ મહેતાએ પોતાની રીતે ગુંથ્યા છે. દૂતીનું નામ જયદેવે આપ્યું નથી, પણ નરસિંહ મહેતાએ આપ્યું છે. આ પદોમાં પણ ઘણે ઠેકાણે ગીતગોવિંદના શબ્દો ચોખ્ખા જણાય છે. આ ઉપરાંત શૃંગારમાળાનાં પદોમાં ઘણે ઠેકાણે ગીતગોવિંદના ભાવો અને કેટલેક ઠેકાણે શબ્દો મળે છે. શૃંગારમાળાનાં જુઓ પદ ૩૭૧–૨ માં રાધા અને કૃષ્ણનો સંવાદ છે." ( આષાઢ પાન ૧૬૨ મું ).

પછી રા. શાસ્ત્રીજી 'ભક્તસંયોગોનું ઋણ' એ મુદ્દો વિચારતાં લખે છેઃ

"નરસિંહ મહેતા મુખ્યત્વે ભાગવતના અને જયદેવના ઋણી છે, અને તે ઋણ પોતે મુક્તકંઠે સ્વીકારે છે. પણ **આ ઉપરાંત અનેક ભક્તસંતોનું ઋણ એના ઉપર છે.** ભક્તિમાર્ગ આ દેશમાં બહુ જૂના કાળથી–છેક રામાનુજ પહેલાંના કાળથી બે પ્રવાહમાં વહ્યો છેઃ એક ભક્તસંતોનો પ્રવાહ અને બીજો આચાર્યોનો પ્રવાહ. શ્રી રામાનુજ, શ્રીમધ્વ, શ્રી વલ્લભાચાર્ય વગેરે **આચાર્યો ઉપર** આ ભક્તસંતોનું **પુષ્કળ ઋણ છે.** આચાર્યો ભક્તિનાં તત્ત્વો સંતો પાસેથી ગ્રહણ કરે છે અને તત્ત્વજ્ઞાનની પ્રણાલિ પોતે તૈયાર કરે છે. રામાનુજ પહેલાંના આ ભક્તસંતોના પ્રબંધો પ્રસિદ્ધ છે." (આષાઢ પાન ૧૬૩ મું).

"હવે ભાગવતોક્ત કૃષ્ણલીલા કરતાં નરસિંહે ગાયેલી કૃષ્ણલીલામાં જે વધારો જોવામાં આવે છે તે આ ભક્તસંતો પાસેથી મળેલો વારસો છે." (આષાઢ પાન ૧૬૩).

"નિંબાર્ક (ઇ. સ. ૧૨ મું શતક) હજારો સખીઓથી વીંટાયલી રાધા જેના ડાબા અંગમાં બિરાજમાન છે એવા કૃષ્ણને ભજે છે. પણ નિંબાર્ક અને જયદેવની યે પહેલાં રાધાની પ્રસિદ્ધિ થઈ ગઇ હતી. (ઈ. સ. ૯૮૦ માં)" (પાન ૧૬૪ આષાઢ).

"દશમા શતકમાં જ રાધાકૃષ્ણના વિહારની અને વિરહની વાતો સંતમંડળીઓમાં પ્રચલિત થઈ જણાય છે. રાધાનાં સખીઓનાં નામો અને એની ૧૬ હજારની સંખ્યા—'સોળ સહસ્ર ગોપી ને માધવ' (ન. કા. સં. પા. ૧૮૪) વગેરે **ઉમેરાઓ નરસિંહે આ સંતભક્તોની ભગવદ્વાતોમાંથી જ લીધા જણાય** છે. પુરાણોમાં પણ ક્યાંક षोडशैवसहस्राणि गोप्यस्तत्र समागताः (स्कं, प्र. खंड–गोप्यादिमाहात्म्य) એ રીતે સોળ હજારનો ઉલ્લેખ છે ... ... નરસિંહ મહેતા આ જૂની પરંપરાને અનુસરે છે. બ્રહ્મવૈવર્તમાં આથી આગળ ચાલી, રાધા સાથે સોળ હજાર ગોપીઓ, માધવી સાથે અગીઆર હજાર, કુન્તી સાથે દશ હજાર, જાહ્નવી સાથે નવ હજાર, દુર્ગા સાથે સોળ હજાર, એ રીતે વર્ણન છે, (જુઓ કૃષ્ણજન્મખંડ પા. ૨૮) જ્યારે ચૈતન્યના સમકાલીન અને મુખ્ય શિષ્ય રૂપગોસ્વામી ગોપીઓનાં સેંકડો યૂથ હોવાની અને દરેક યૂથમાં લાખલાખ ગોપીઓ હોવાની વાત કરે છે. (જુઓ

ઉજ્જવલનીલમણિ પાન ૫૮ ). વળી આ ગોપીઓનાં નામ બ્રહ્મવૈવર્ત, ભવિષ્યોત્તર, સ્કન્દપુરાણ-પ્રભાસખંડ, પદ્મપુરાણ વગેરેમાં મળે છે......પણ આ બાબતમાંયે નરસિંહ મહેતા કોઈ પુરાણને કે રૂપગોસ્વામી વગેરેને અનુસરતા નથી. માત્ર ભક્તમંડળીઓમાં પ્રચલિત નામોમાંથી થોડાં ઉપાડી લે છે" ( આષાઢ, પાન ૧૬૪ ).

"આ રીતે જ રાસલીલા, વસ્ત્રહરણલીલા વગેરે ભાગવતોક્ત લીલાના અનુકરણમાં ભક્ત સંતોએ ચૌર્યલીલા, દાણલીલા, વત્મૅરોધનલીલા, દ્યૂતક્રીડા, યમુનાજલકેલી, વગેરે લીલાઓની કલ્પના કરી હશે......નરસિંહ મહેતા રૂપગોસ્વામીને અનુસરીને નહીં, તેમ તેણે ગણાવેલી બધી નહીં, પણ દાણ-લીલા, રસ્તે, રોકવાની એમ એક બે પોતાની રીતે ગાય છે અને રાધાની નથડી ખોવાવા વગેરેની લીલા પોતાની કલ્પનાથી ઉમેરે છે." ( આષાઢ, પાન ૧૬૪-૫ ).

"આ સિવાય સુરતસંગ્રામ, શૃંગારમાળાનાં કેટલાંક પદો ગીત-ગોવિંદ ધોરણે નરસિંહની કલ્પના છે." ( આષાઢ પાન ૧૬૫ ).

"મધુસૂદન સરસ્વતી જેવા પ્રખર શાંકર વેદાન્તી પ્રેમલક્ષણા ભકિતનું સ્વરૂપ ભાગવતમાંથી જ ઉકેલે છે. ( જુઓ એનું ભકિતરસાયન ) એ પ્રેમલક્ષણા ભકિત કાંઈ ચૈતન્યે ચલાવી નથી.... આ પ્રકારની ભકિતનું મૂળ ભાગવત જ છે." ( આષાઢ, પાન ૧૬૫ )

"ટૂંકામાં નરસિંહ મહેતા ઉપર મને તો ત્રણ અસર દેખાય છે: (૧) મુખ્ય અસર ભાગવતની જ, (૨) જયદેવની, અને (૩) અજ્ઞાત સંતભકતોની. મી. મુનશી...મહાયાન બૌદ્ધના સહજીયા પંથની અસર વૈષ્ણવ ભકિતમાર્ગ ઉપર થઈ હોવાનું સેનનાં પુસ્તકો ઉપરથી દર્શાવે છે. બંગાળાની વૈષ્ણવ ભકિત ઉપર સહજીયા પંથની તથા શાકત ભકિતની અસર હોવાનો સંભવ છે. પણ એની નરસિંહ મહેતા ઉપર અસર કયે ઠેકાણે છે, એ મને દેખાતું નથી." ( આષાઢ, પાન ૧૬૭ )

"નરસિંહે ચૈતન્યનો કયાંય ઉલ્લેખ નથી કર્યો. ચૈતન્યના શિષ્યો... પોતાના ગુરૂનો ઉલ્લેખ કરે છે; અને નરસિંહ જેવાં જ પદો ગાનારા સૂર-દાસ વગેરે શ્રી વલ્લભાચાર્યના શિષ્યો શ્રી. વલ્લભનો ઉલ્લેખ કરે છે: એ જોતાં નરસિંહે ભાગવત વકતા શુકનો, અને જયદેવનો ઉલ્લેખ કર્યો છે અને ચૈતન્યનો કે રૂપ કે જીવ ગોસ્વામીનો ઉલ્લેખ કર્યો નથી, **એ એક જ હકીગત ચૈતન્યની અસર** નથી એમ સિદ્ધ કરવા પૂરતી છે. ( આષાઢ, પાન ૧૬૮ )

"ચૈતન્ય અને નરસિંહ મહેતાનું ભક્ત તરીકે જીવન પણ એકસરખું દેખાતું નથી......કૃષ્ણના વિરહદુઃખને લીધે રાધાજી મૂર્છા ખાઈ જાય છે ને ત્યાં ચૈતન્ય વારંવાર મૂર્છા ખાઈ જાય છે....પણ નરસિંહ મહેતાના જીવન-પ્રસંગોમાં ... મૂર્છાની વાત નથી, પણ વારંવાર પરચાની વાત આવે છે, ... પરચાની વાતો તો...મહાભારત અને વિષ્ણુ પુરાણ જેટલી કે કદાચ જૂદે રૂપે વેદ જેટલી જૂની છે.

"વળી નરસિંહ મહેતાની કેટલીક માન્યતાઓ ચૈતન્યમય માન્યતાઓથી તદ્દન જૂદી પડે છે. ... " ( આષાઢ, પાન ૧૬૮ )

"સખીઓના નામો ભાગવતમાં નથા અને જયદેવે પણ નથી આપ્યાં. એ વાત ઉપર આચાર્ય શ્રી આનન્દશંકરભાઇએ પણ ભાર મૂકયો છે. એ નામો સંતોનાં કલ્પેલાં છે, એ ઉપર દર્શાવ્યું છે ... જે ભક્તોએ રાધાનું નામ કલ્પ્યું તે જ ભક્તોએ ( કદાચ નિમ્બાર્કમતના ભક્તોએ ) સખીઓનાં નામ પાડયાં. એ નામો ચૈતન્યનાં પાડેલાં નથી. કારણ કે તે પ્હેલાં વિદ્યાપતિની કૃતિઓમાં મળે છે, બ્રહ્મવૈવર્ત, સ્કંદ, ભવિષ્યોત્તર વગેરે અનેક પુરાણોમાં મળે છે. અને ચૈતન્યના શિષ્યો તથા શ્રી. વલ્લભાચાર્યના શિષ્યો એકસરખી રીતે એક કાળે વાપરે છે. મતલબ કે નરસિંહે વિદ્યાપતિ પાસેથી કે 'પુરાણના એક ખૂણામાંથી' ન મેળવ્યાં હોય તો સંતભક્તો પાસેથી મેળવ્યાં હોય અને આ ભક્તો ૧૩ મા, ૧૪ મા, ૧૫ મા શતકોમાં આખા દેશનું ધન હતા." ( આષાઢ, પાન ૧૬૮–૯ )

"આચાર્યશ્રી આનન્દશંકર ભાઈ મહાદેવજીએ નરસિંહને રાસલીલા દેખાડી અને રૂપગોસ્વામીના વિદગ્ધ માધવમાં પણ શંકરે નાટક ભજવવાની આજ્ઞા કરી અને એ મહાદેવનું નામ ટીકાકાર ગોપીશ્વર આપે છે, એ સરખાપણા ઉપર ખાસ ભાર મૂકે છે. જો નરસિંહ ઉપર ચૈતન્યની અસર બીજી રીતે દેખાતી હોય તો આ સરખાપણું સૂચક છે ખરૂં, પણ એકલી એ જ વાત કાંઈ સાબીત કરી ન શકે. છેક ભાગવત, વિષ્ણુપુરાણ અને કૂર્મ, લિંગ, શિવ, વગેરેના સમયથી વૈષ્ણવો શિવને પરમ વિષ્ણુ–ભક્ત અને શૈવો કૃષ્ણને–વિષ્ણુને પરમ શૈવભક્ત ગણે છે. ( દાખલાઓ આ પુરાણમાં પુષ્કળ મળે છે ) આ સંપ્રદાયની અસર નીચે રૂપ ગોસ્વામીએ તથા નરસિંહે એકબીજાની અસર વગર શિવને વચ્ચે આણ્યા હોય, એ સંભવિત છે. ( આષાઢ, પાન ૧૭૦ ).

# પરિશિષ્ટ ૪ થું

## ( પાના ૭૬ માની પાદનોંધ ૫૬ મીનું )

### બલાત્કારવર્જિત ઉપાયો વડે ઇસ્લામનો પ્રચાર

[ આ વિષયનાં પરિશિષ્ટો છપાતાં હતાં ત્યારે " હિન્દુજ્યોતિ " નામના મુંબઈના સાપ્તાહિકમાં (તા. ૨૨-૩-૩૦ અંક, પા. ૩૫૯-૬૦ ) સા. શ્રી નારાયણ વસનજી ઠક્કુરનો ' હિન્દુસંગઠન ' નો વિષય વાંચવામાં આવ્યો. તેજ વખતે સદ્‌ગત સ્વામી શ્રદ્ધાનંદજીએ આ વિષયના લખેલા ગ્રંથોનું સ્મરણ થઈ આવ્યું અને તે અગાઉ વાચેલા તેના સંસ્કાર જાગૃત પણ થયા. પરંતુ સ્નેહી ભાઈ ઠક્કુરે ઘણી સારી રીતે આ બાબત પોતાના લેખમાં ઉતારી હોવાથી મૂળ ગ્રંથોના તારણની કડાકૂટમાં ન પડતાં રા. રા. ઠક્કુરે કરેલા અનુવાદનો સારાંશ આ વિષયની વિચારણામાં ઉપર્યુક્ત થશે, એમ લાગતાં અત્રે તે ઉતાર્યો છે. સદ્‌ગત સ્વામીશ્રી શ્રદ્ધાનંદજીના Hindu Sangathan, Savior of the Dying Race એ જાણીતા ગ્રંથના પાંચમા પ્રકરણ ' બલાત્કાર-વર્જિત વા અન્ય ઉપાયો વડે ઇસ્લામનો પ્રચાર'ના અનુવાદનો અહીં સારાંશ આપ્યો છે. મૂળ ગ્રંથ વાંચ્યાથી આ બાબત વધુ સ્ફુટતાથી તેમ સચોટતાથી સમજાય એમ છે. ઉપરાંત સ્વ. સ્વામીશ્રીનો ગ્રંથ The History of the Assassins ( નવીન આવૃત્તિ ઈ. સ. ૧૯૨૬ કુલ પાનાં ૩૮ ), અને પીરાણા-"સતપંથ" ની પોલ અને સત્યનો પ્રકાશ " ( ભાગ ૧ લો, પટેલ નારાયણજી રામજીભાઈ કોન્ટ્રાકટર ") વાંચતાં આ બાબત ઉપર વધુ પ્રકાશ પાડે છે. ]

"મુસ્લીમ સોદાગરોનાં અનેક સમુદાયો હિન્દના નગરોમાં વ્યાપારનિમિત્તે જતા અને પોતાના મજહબ ઇસ્લામને પણ સાથે લેઈ જતા, અને ત્યાં સોદાગાર મટી ઈસ્લામનો પ્રચાર કર્યા કરતા હતા. ( The Preaching of Islaml P. 273 )

"ઈસ્લામનો પ્રચારક અબ્દુલ કાદિર જીલાની ઇ. સ. ૧૪૨૨માં સિંધમાં આવ્યો અને દશ વર્ષના સતત નિવાસ અને અખંડ પરિશ્રમથી ૭૦૦ 'લોહાણા' કુટુંબોને મુસલમાન બનાવ્યાં. એ મુસ્લીમ મહાત્માના યોજેલા ચમત્કારો જોઇને જ તેઓએ ઇસ્લામ સ્વીકાર્યો હતો. તેઓ સિંધુ દેશમાંથી કચ્છમાં આવ્યા, ઘણા કચ્છી લોહાણાઓને મુસલમાન બનાવ્યા અને નો મુસ્લીમોની સંખ્યા સારી રીતે વધતી ગઈ.

"ઇસ્માઈલી, આગાખાની સંપ્રદાયના, ધર્મોપદેશક પીર સદરૂદ્દીનના પરિશ્રમો પહેલાં સિંધમાં સફળ થયા. તેણે હિન્દુ નામ ધારણ કર્યું હતું. તેણે હિન્દુઓની અમુક ધાર્મિક માન્યતાઓ સ્વીકારી 'દશાવતાર' ગ્રંથ લખ્યો; અને તેનો પ્રચાર હિન્દુ સમાજમાં કર્યો. પીર સદરૂદ્દીને એ 'દશાવતાર'માં હજરત અલીને શ્રી વિષ્ણુના દશમ અવતાર તરીકે ઓળખાવ્યા. પ્રથમથી જ ખોજાઓ આ ગ્રંથને સર્વમાન્ય ધર્મશાસ્ત્ર તરીકે માનતા આવ્યા છે. તેમના ઉત્સવોના પ્રસંગે તેમ કોઈ ઈસ્માઇલી મૃત્યુશય્યામાં પડયો હોય ત્યારે આ ગ્રંથ વંચાય છે, અને આત્મકલ્યાણ સધાય છે. આ ગ્રંથમાં 'શ્રી વિષ્ણુના નવ અવતારો' હિન્દુ પુરાણો વા હિન્દુ માન્યતા અનુસાર સ્વીકારેલા છે. પરંતુ દશમ અવતારનો પરિચય કરાવતાં હઝરત અલીને દશમ અવતાર તરીકે અથથી તે ઇતિ ઓળખાવવાનો પ્રયત્ન થયો છે. હિન્દુ પુરાણોથી બ્રહ્મા, વિષ્ણુ, તથા મહેશ, એ ત્રિમૂર્તિનો 'દશાવતાર' ગ્રંથમાંથી બહિષ્કાર કરી તેને સ્થાને મુહમ્મદ, અલી, તથા આદમ એ મુસ્લીમ ત્રિમૂર્તિને મુસ્લીમ સ્વરૂપ આપ્યું છે; હિંદુ દેવોને મુસ્લીમ બનાવ્યા છે.

"આ, ખોજાઓના ઇસ્માઈલી વા આગાખાની સંપ્રદાયનો સંક્ષિપ્ત ઇતિહાસ છે.

"પીર સદરૂદ્દીન સાહેબ હિન્દમાં આવેલા પહેલા, ઈસ્માઈલી પંથના પ્રચારક ન હતા. તેમની અગાઉ સવા ચારસેં વર્ષ પૂર્વે, ઇ. સ. ૧૦૬૭માં યમનથી પ્રચારક અબદુલાને ઇસ્માઈલી પંથના પ્રચાર માટે મોકલેલા હતા. એમની પછી હિન્દમાં ઈસ્માઇલી પંથના બીજા પ્રચારકને હસનબિન સબ્બાના નિવાસસ્થાન અલ્મોતના કિલ્લામાંથી મોકલેલા હતા. તેને મોટામાં મોટા મુર્શિદ, (ગુરૂવર્ય) ઇસ્માઈલીઓ માને છે. તેમનું નામ નૂરૂદ્દીન–ધર્મપ્રકાશ હતું. તે વેળા ગુજરાતની રાજધાની પાટણમાં મહારાજ, સોલંકીવંશભૂષણ સિદ્ધરાજ રાજ્ય કરતો હતો. છળપ્રપંચો વડે હિન્દુઓને વટલાવી એ નૂર સતગુરૂએ મુસલમાન બનાવ્યા. તે ખાનગીમાં પોતાનું નામ "સૈયદ સાદત" જણાવતા. તેણે ગુજરાતના ખારવા, કોળી, પાટીદાર, આદિ શૂદ્ર જાતિના લોકોને ઈસ્માઈલી પંથના અનુયાયી બનાવ્યા. ખોજા તથા મૂમણા વગેરે હજી પણ નૂર સતગુરૂને અતિશય પૂજ્ય માને છે.

"આવી જ રીતે અબદુલ્લાને વોરા વા વોરાઓના શિયા સંપ્રદાયના

સંસ્થાપક માનવામાં આવે છે. આ કોમ મહત્વનું સ્થાન ધરાવે છે; અને તે મૂળે હિન્દુ જાતિ છે. એક પક્ષ અબદુલ્લાને, તો બીજો પક્ષ મુલ્લાઅલીને આદિપ્રચારકને છે. મુલ્લા અલીની પ્રચારપદ્ધતિનો વૃતાન્ત 'શિયા મોરિ-ખે 'માં આમ આપ્યો છે:

"મુલ્લા અલ્લીની માન્યતા પ્રમાણે ગુજરાતના તે સમયના લોકો કાફિર હતા. તેઓ એક વૃદ્ધ પુરૂષને ધર્મગુરૂ માની, ઈશ્વર પ્રમાણે પૂજતા અને તેની આજ્ઞા ઉઠાવતા. તેમની આ અંધ શ્રદ્ધાનું રહસ્ય સમજી લઈ, પોતે હિન્દુઓના એ વૃદ્ધ ધર્મગુરૂને મળ્યા, તેના શિષ્ય થયા, હિન્દુ ધર્મ-ગ્રંથોનો અભ્યાસ કર્યો અને એ વૃદ્ધ ગુરૂ આગળ પોતાનો નવો પંથ પ્રકાશિત કર્યો; અને તેણે આશ્ચર્યચકિત થઇને તે સ્વીકારી પણ લીધો. પછી તેની દ્વારા હિન્દુ રાજાના દિવાનને ગુપ્ત રીતે મુસલમાન બનાવ્યો. રાજા-ને વ્હેમ પડયો તે તેની પરીક્ષા કરવા ગયો. પણ રાજાએ તેના ઘરમાં ખુણામાં અલ્લાના ચમત્કારથી નાગદેવતાને ફેણુ ડોલાવતા જોયા. આ દૃશ્ય જોઇ તેય ગુપ્ત રીતે મુસલમાન થયો. રાજકરાણના યોગે તેણે આ પરિવર્તન ની પછી ગુપ્ત રાખી." (The Preaching of Islam, p. p. 274–276)

# વિષ્ણુદાસ ભીમ અને તેની કવિતા

**યથાશકતિ હરિપૂજા કરૂં, રસના( ઇ ) રામનામ ઉચ્ચરૂં:**
**સતસંગતિ સેવૂં દ્વારિકા, જેહ ભણીજઈ ભવતારિકા:**
**ગાઉં ગોવ્યંદનાં નિજગીત, ચતુર્ભુજચરણિ વિલગૂં ચિત્ત.**

હરિલીલા, કલા ૧લી, કડી ૭૩-૭૪.

જૂની ગુજરાતીને ઉગમકાળ મુસ્લીમ રાજઅમલ સાથે અંકાયો તેમ સંકળાયો છે. પરંતુ મુસ્લીમ અમલને આરંભકાળ ભારે અંધાધુંધી અને ઉથલપાથલથી આકુલવ્યાકુલ હતો; અશાન્તિ, બંડબખેડા, જુલ્માટ, વટાળ અને ધર્માંતરતા પૂરપાટ પ્રવર્ત્યા હતાં. ગુર્જર રાજ્યને દીવો ગુલ થતાં અંધેર પ્રવર્તતાં, સવાસો વર્ષ પર્યંત ગુર્જર પ્રજાને થતાં, જીવ સાવ પડીકે જ બંધાયો હતો. અને મદાંધ, બલાંધ, તેમ ધર્માંધ મુસ્લીમ સૂબા, હાકેમો અને તેમનાં લશ્કરોના બેસુતમ કૂહેર તેમ જબરદસ્તીભર્યા ત્રાસ અને વટાળના યાહોમ જૂલ્મથી ગુર્જરી પ્રજા હાવરીબ્હાવરી, બેબાકળી અને હતાશ થઈ પોતાનાં જીવનસર્વસ્વને લેવાય તેટલાં સાથે લઈ બાપીકી ભોંય તજવા તત્પર થઈ હતી. અને કેટલાક ભાગે ગુજરાતના અંદરના તેમ સીમાડા ઉપરના અને બહારના પ્રદેશોમાં શાન્ત વાતાવરણ શોધી વસવાટ કર્યો પણ હતો. પરંતુ ત્યાંયે તેમની પૂંઠે લાગેલી કાળોતરી ખાનાખરાબીએ તેમને પીછો છોડયો નહીં. પાટણ, ચાંપાનેર, વડનગર, મોડાસા, આદિ જાહોજલાલી ભોગવતાં નગરો ખરયાં, અમદાવાદ, અહમદનગર, સુલતાનપૂર અને સુરત વસ્યાં, ખંભાત, ઘોઘા, રાણપુર, પ્રભાસપાટણ, જૂનાગઢ, આદિ ખળભળ્યાં અને શાન્તિને માટે વલખાં મારતા કેટલાક લોકો ગુજરાત બહાર દૂરદૂર કાશી, મથુરાં, નાશિક, ખાનદેશ, અને વર્ધાપર્યંત દોડી ગયાં.

**રાજકીય અને દૈશિક પરિસ્થિતિ**

આમ રખડપટ્ટીના વમળમાં, કહો કે, ભ્રમણયુગના ચકાવામાં,

ગોટાતી, અથડાતી, વાવાઝોડામાં ઝોલાઝપાટા ખાતી, જીવનના કેટ-કેટલાયે વરઝોળા અનુભવતી, ગુર્જર પ્રજા ગુજરાતમાં સલ્તનત સ્થપાતાં, મુસ્લીમ ઉત્કર્ષ કાળના નવા વાતાવરણમાં શાન્તિના વા અનુભવતાં કાંઇક થાળે પડી. વાસ્તવિક રીતે સને ૧૪૦૩ પછીથી જ સીધો મુસ્લીમ અમલ જામવા માંડયો; અને શાન્તિ તો ઇ. સ. ૧૪૧૨–૨૨ થી અનુભવવા માંડી. ઈ. સ. ૧૪૧૪ માં ગુજરાતનું પાટનગર અમદાવાદ થયું; ગુજરાતીના આદિકવિ નરસિંહ મહેતા આ જ સમયે જન્મ્યા; અમદાવાદનો સ્થાપનાકાલ અને મહેતાનો જન્મકાળ એકીસમયે, એ અવનવો વ્યક્તિકર જ લેખાય. અમદાવાદના સુલ્તાનો પોતાને ગુજરાતી લેખવતા, ગુજરાતી સાથે લગ્નસંબંધ બાંધતા, અને ત્યારથી જ ગુજરાત અભિમાન લેવા યોગ્ય યુગ અનુ-ભવતું થયું, એમ કહી શકાય.

શરૂમાં ગુજરાતી સુલ્તાનોએ પોતાની. સર્વોપરી સત્તા અને રાજ્યપ્રદેશ ખચિત, વિસ્તૃત તેમ વ્યવસ્થિત અને સમૃદ્ધ કરવાના હોઇને, તેમને સરહદ ઉપરના માળવા, ચિત્તોડ, બાગલાણ, માહિમ–એ પ્રદેશોના મુસ્લીમ રાજાઓ સાથે વારંવાર લઢાઇમાં ઉતરવું પડતું. તેમ ગુજરાત તળનાં ઇડર, નાંદોદ, માતર, ચાંપાનેર, જૂનાગઢ એ રાજ્યોના રાજપૂતોના બંડખેડાને પણ શમાવવા પડતાં. છતાં અહમદશાહ ગુજરાતીએ ( ૧ લો. ઈ. સ. ૧૪૧૧–૪૧ ) તેમાંથી પાકી શાન્તિનો માર્ગ કાઢયો, અને સુલ્તાનશાહીને જોરાળી, તેમ જાહોજલાલીવાળી કરી. અને તેના પછીના છઠ્ઠા સુલ્તાન મહમ્મદ બેગડાએ ( ઇ. સ. ૧૪૫૯–૧૫૧૩ ) ખરો મુસ્લીમ શિક્કો વગાડયો અને પૂરો શાન્તિ-સમૃદ્ધિનો યુગ સ્થાપ્યો.

ગુજરાતને માટે આમ સને ૧૪૨૦ થી ૧૫૬૫ નો સમય, બીજા મુસ્લીમ રાજકાળના પ્રમાણમાં શાન્તિ, સમૃદ્ધિ અને સિદ્ધિ–વૈભવનો સમય હતો. આ સમયમાં ઉદ્યોગધંધા, અને વ્યાપાર–ખાસ કરીને બંદરી–દરિયાઈ વ્યાપાર ધમધોકાર ધીકતા ચાલ્યા, કળાકૌશલ્યની

કદર થઈ, અને પૂરેપૂરી જગઆશ્રકારા ખીલવણી જામી. તે પછી પાછી અંધાધુંધી અને હુલ્લડખોરી ફાટી નીકળ્યાં. અને સને ૧૫૭૩ માં શાહ અકબરે ગુજરાતમાં મોગલાઈ સ્થાપી ત્યાં સુધી એ અવ્યવસ્થા અને અંધેર ચાલુ રહ્યાં.

**સોરઠની સમૃદ્ધિ અને કવિરત્નોનો ઉદ્ભવ**

આ અરસામાં ગુજરાતનો દ્વિપકલ્પ કાઠીયાવાડ ગુજરાતનું અંગ ગણાતો, મહોરા રૂપ નાકને સ્થાને શોભતો હતો; અને તે બહુધા સોરઠને નામે ઓળખાતો હતો. પ્રમાણમાં એક છેડે હોવાથી, ખરા સોરઠ ભાગને મુસ્લીમ અમલ-કાળમાં મધ્ય ગુજરાતના કરતાં વચ્ચે વચ્ચે લાંબા ગાળા સુધી શાન્તિ અને સમૃદ્ધિ ભોગવવાના વારા મળ્યા હતા. ગુજરાતના રાજપૂત અમલમાં તેનો બંદરી વ્યાપાર, ગુજરાતનાં બંદરોની અનુકૂળ ભૌગોલિક સ્થિતિને લીધે, સોળે કળા ખીલ્યો હતો અને રાજ્યની આવકના મુખ્ય સાધન રૂપ નીવડયો હતો. અને તેથી ઠેઠ માહિમથી માંડી દૂર દ્વારિકા પર્યંતનાં નાનાં મોટાં બંદરી શહેરોને બનતું ત્યાંસુધી પોતાના સીધા અમલ હેઠળ રાજાઓ પાકી ચોંપ અને બંદોબસ્તથી રાખતા. તે પછી મુસ્લીમો–દિલ્હીના શાહો અને ગુજરાતના સુલ્તાનો પણ એ જ નીતિને ચિવ્વટાઈથી અનુસરતા. ગુજરાતમાં તે કાળનાં મોટાં નામાંકિત બાર શફરી બંદરોમાંનાં, જેને પ્રવાસી બારબોસા " ધંધા રોજગારનાં શહેરો, ઘણાં ધનસંપન્ન અને મહાન વ્યાપારવણજનાં શહેરો " કહે છે તેમાંનાં પાંચ ખંભાત, ઘોઘા, દિવ, માંગરોળ અને પ્રભાસપાટણ, કાઠીયાવાડના તો શું, સારાયે ગુજરાતનાં તો શું, પણ પશ્ચિમ હિન્દનાંયે નાક હતાં. એ બંદરોથી ગુજરાતમાં અને તે દ્વારા ઉત્તર–મધ્ય હિન્દમાં ધનની નીકો નહીં, પણ નદીઓ વહેતી હતી, એમ કહેવામાં કાંઈ અત્યુક્તિ નથી જ પણ માત્ર મિત–ઉક્તિ છે. મી. બર્ડ કહે છે: " ગુજરાતના રાજાઓ(સુલ્તાનો)નો વૈભવ અને દમામ પરવાળાં અને મોતીઓ છે." આ ઉપરાંત અનેક કિમ્મતી, મહામૂલી ચીજો અને વસાણુંઓ એ

બંદરોએથી વહેતાં આવતાં હતાં. ઉપરાંત ઉત્તર હિન્દમાંથી બહાર જવા અને બહારથી અંદર આવવા માટે જ બંદરો પણ ગુજરાતનાં નામાંકિત હતાં.

આ સોરઠી–કાઠી બંદરો અને જૂનાગઢ આદિ રાજનગરોને, ઉપર જણાવ્યું તેમ, વચ્ચે વચ્ચે લાંબા ગાળા સુધી શાન્તિ, બંદોબસ્ત અને સમૃદ્ધિ અનુભવવાના વારા મળ્યાં કરતા હતા, અને જો કે તેના રાજપૂત રાજાઓ અને ઠાકોરો મુસ્લીમ શાહો અને સુલ્તાનોનું સર્વોપરીપણું સ્વીકારી ખંડણી વા પેશકશી ચાલુ ભર્યાં કરતા હતા, છતાં સ્થાનિક વહીવટમાં સાવ સ્વતંત્ર જેવા હતા; અને જ્યારે જ્યારે શાહી સલ્તનતના અંકુશથી સ્વતંત્ર થવાને મથતા ત્યારે ત્યારે તેઓને લશ્કરી ચઢાઈઓથી ખુવાર અને હેરાનપરેશાન કરી ઠેકાણે આણવામાં આવતા. આમ ખેંચાખેંચ અને રસાકસી ઠેઠ મહમ્મદ બેગડાના અમલપાર ચાલ્યાં કરી હતી. છતાં એકંદરે સન ૧૪૨૦થી ૧૫૬૦ સુધીમાં ગુજરાતના મધ્યભાગના કરતાં પ્રમાણમાં સોરઠ દ્વીપકલ્પે વધુ શાન્તિ અનુભવી. અને ઘોઘા, દિવ, ઉના, પ્રભાસપાટણ, માંગરોળ અને દ્વારકાંના પ્રદેશમાં આ કાળમાં જૂની ગુજરાતીના સાહિત્યનું અંગ બ્રાહ્મણી સાહિત્ય ખીલ્યું. આ કાળમાં જૈન કવિઓ પણ ગુજરાતમાં જોરમંદ સાહિત્યપ્રવૃત્તિ ધમધમાવી રહ્યા હતા, એની પ્રતીતિ "જૈન ગુર્જર કવિઓ"[૧] કરાવે છે. પરંતુ એમની આ કાળની એ પ્રવૃત્તિ દુષ્પ્રાપ્યતાને અંગે અવલોકી શકાઈ તેમ અવલોકાઈ નથી, તેથી સોરઠની સાહિત્યસમૃદ્ધિમાં તેમણે જે કાંઈ ફાળો યથાશક્તિ આપ્યો હશે, આપ્યો હોવો જોઇએ જ, તેનો ક્યાસ બાંધી શકાયો નથી. પણ એટલું તો ચોક્કસ સમજાય છે કે જે જૈન સાધુઓએ સંસ્કૃત–પ્રાકૃતના પોતાના ઉંડા જ્ઞાનનો અને કાવ્યશક્તિનો

---

૧ સાક્ષર શ્રી મોહનલાલ દલીચંદનો આ ગ્રંથ જુઓ અને પંદરમા, સોળમા તથા સત્તરમા સૈકાના કવિઓની કૃતિઓ અવલોકો.

બીજા જૈનબંધુઓને સીધી રીતે અપાસરાઓમાં અને આડકતરી રીતે તેમની દ્વારા બ્રાહ્મણી સાહિત્યરસિક જનતાને આપ્યો છે, અને બ્રાહ્મણ સાહિત્યસર્જકોનાં જ્ઞાન અને શક્તિનો લાભ લીધો છે, પુરાણો, દંતકથાઓ અને ઇતર સંસ્કૃત સાહિત્યને કથાવાર્તાઓમાં ગુથ્યાં છે તેમ લૌકિક સાહિત્ય ખેડયું છે, તેઓએ આ કાઠી શહેરોમાં પોતાના અડ્ડા ન જમાવ્યા હોય એમ માની શકાતું નથી.

સોરઠના મુખ્ય નાકરૂપ અને કૈંક જીવતી જાગતી રાજપૂતસત્તા રૂપ જીર્ણદુર્ગ(જૂનાગઢ)માં આ કાળે ચૂડાસમા યાદવવંશી રાજાઓ રા' મેલિગદેવ ( ઈ. સ. ૧૪૦૦–૧૫ ), રા' જયસિંહ દેવ ૩ જો ( ઇ. સ. ૧૪૧૫–૪૦ ), રા' મહીપાલ ( ઇ. સ. ૧૪૪૦–૫૧ ) અને છેલ્લા રા' માંડલિક ૩ જા[૨]( ઇ. સ. ૧૪૫૧–૭૨ )નો અમલ હતો.

---

૨ જુઓ બોમ્બે ગેઝેટીયર–કાઠીયાવાડ, વૉ. ૮, પા. ૪૯૭–૯; તેમ જ જુઓ 'સ્ટેટીસ્ટિકલ એકાઉન્ટ ઓફ જૂનાગઢ સ્ટેટ'–૧૯૮૧, પા.

રા. રા. કનૈયાલાલ મુનશી, 'નરસિંહ મહેતાના કોયડા'માં [ નાગર નરસિંહ ઉપર ફેરવેલા કોરડામાં ! ] રા' માંડલિક નામની એક વ્યક્તિ થઈ હોવાની શંકા ઉઠાવી છે અને મંડલિક એટલે ખંડિયા રાજાની ઉપાધિ, કોઈ વ્યક્તિનિર્દેશ નહીં, એમ સમજાવવા વકાલતી મથન કર્યું છે. એમના જેવા વાદપટુ એડવોકેટ તેમ કરવામાં ઐતિહાસિક વ્યક્તિની, એ એક જ નહિં પણ એ નામની અન્ય બે એટલે કે કુલ ત્રણ વ્યક્તિઓની, માંડલિક ૩ જાને ઉદ્દેશીને રચાયલા પંડિત ગંગાધરના સંસ્કૃત માંડલિક કાવ્યની અને તેના કાકા પરવત મહેતાના વૈષ્ણવ વંશજોની હયાત નામાવલિની, પરવત મહેતે સ્થાપેલા (સંવત ૧૫૦૩) માંગરોલના રણછોડજીની, વિશ્વનાથ જાનીના ( સં.૧૭૦૮ ) નરસિંહચરિતની, સં. ૧૯૦૦માં થયલા હરિરસના કર્તા ઈશર બારોટના નરસિંહસમરણની તેમ અન્ય લૌકિક સાહિત્યકણિકાઓને દંતકથાઓની સાવ ઉપેક્ષા કરનારો નર્યોનીતર્યો વાક્‌ખેલ ખેલ્યો છે, એમ સશોક કહેવું પડે છે. આમ નરસિંહ મહેતાના કાળની પતંગ ઉડાવતાં, સિદ્ધ ઇતિહાસ અને સિદ્ધ ઇતિહાસની ભૂમિકા સાથે સંબંધ ધરાવતી દોરી ગેપ થાય છે, અને એની પતંગ અટવાઈ સાવ ધરાશાયી થાય છે.

અને (સોમનાથ) પાટણ–લીલી નાઘેર વીંજલ વાજાની ઠકરાતમાં હતું.[3] આ રાજાઓ વૈષ્ણવ હતા,[૪] તેમના અમલમાં વૈષ્ણવ ધર્મ–ભક્તિમાર્ગ ઉજ્જ્વલરીતે વિકસ્યો. અને તેના અંગનું સંસ્કૃત અને ગુજરાતી કાવ્યસાહિત્ય જ નહીં, પણ વૈષ્ણવ ધામોયે સારી પ્રતિષ્ઠા પામ્યાં, ઠેઠ બંગાળા અને સેતુબંધ રામેશ્વરથી તે સંતો અને યાત્રીઓને નિરંતર આકર્ષતાં; તેમ જૈનોનું પવિત્ર તીર્થ ગિરનાર જૈન દેવળોથી ઉજ્જ્વલ થયેલ છે, એમ તેના શિલાલેખો ઉચ્ચારે છે.

આ શાન્તિના કાળમાં ઉપર જણાવેલાં ઘોઘા, દિવ, પ્રભાસ, જૂનાગઢ, દ્વારિકા, કદાચ અમરેલી(અમરાવતી)માં પણ જૂની ગુજરાતીના સાહિત્યનો ફાલ સારો તેમ ગૌરવવંતો ઊતર્યો છે. બ્રાહ્મણી સાહિત્યના સર્જકો આ સમયમાં ઓછા ઉત્સાહી અને ઓછા કર્તવ્યશીલ નહોતા, એમ અદ્યપ્રાપ્તસાહિત્ય જણાવે છે. તેમ ગુજરાતે સ્વ. સા. ગોવર્ધનરામ ત્રિપાઠી જણાવે છે એટલા ચાર જ નહીં, પણ, ચૌદ,[૧] રે તેથીયે વધુ,

3 It is said Vingal Vajo, chief of Patan Somnath was a great friend of Mandlik. બો. ગે. કા. વૉ. ૮, પા. ૪૯૯.

૪ Ra Mahipal was most devoted to religion and entertained all the Dwarka & Somnath pilgrims at his own charges. He was a worshipper of Damodar Rai, devoted and practised much asceticism to procure a son. A son was born to him eventually and named Mandik.— B. G. K. vol. 8, P. 498.

૧ જુઓ તેમનું "ક્લાસિકલ પોએટ્સ ઑફ ગુજરાત." સ્વ. ગોવર્ધનરામભાઈના કહેવા પ્રમાણે થયલા નરસિંહ મહેતા, ભીમ, ભાલણ અને મીરાંબાઈ એ ચારને બદલે (ચૌદથીયે વધુ, કહો કે લગભગ ૪૦ જાણીતા કવિઓ જૂની ગુજરાતીના યુગમાં થયા છે: ૧ શ્રીધર (દશમ, સપ્તશતી અને રણમલ છંદ સં. ૧૪૫૪); ૨ અજ્ઞાત કવિ (વસંત વિલાસવાળો સં. ૧૪૫૦–૬૦); ૩ નરસિંહ મહેતા (સં. ૧૪૭૦–૧૫૬૨); ૪ પદ્મનાભ [સં. ૧૫૧૨] ૫ કર્મણ મંત્રી [રામકથા, ભાગવત દશમ, સં. ૧૫૨૬]; ૬ કેશવ હૃદયરામ [દશમ, ઉષાહરણ સં. ૧૫૨૯]; ૭ ભીમ [હરિલીલા

જૂની ગુજરાતીના સાહિત્યે અભિમાન લેવા યોગ્ય બ્રાહ્મણી સાહિત્યના નામાંકિત સર્જકો પ્રકટાવ્યા છે. તેમ જ "આખા ગુજરાતમાં આ (આદિ કવિઓની શક્તિથી) બીજ રોપાયાં નહીં" એવું તેમનું બીજું કથન સાંપ્રત સંશોધને અનાધાર ઠરાવ્યું છે. હાલનાં અપૂરતી પ્રાપ્તિ અને માહિતીવાળાં સાધનોને લીધે તેમ પરિશોધ અને પરિ-શીલનની ઊણપથી ઉક્તકથનનો સબળ અને સંગીન પ્રમાણોથી પતીજ-ભર્યો નિરાસ સહેલાઈથી થઈ શકયો નથી, એ ખરૂં, પણ ઊના, દીવ, પ્રભાસ, જાફરાબાદ, જૂનાગઢ, અમરેલી, શિહોર, તેમ કચ્છનાંયે મુંદ્રા આદિ શહેરો, જે તે વેળા સાહિત્યરસિક વ્યાપારી કુટુંબો, વૈષ્ણવ-જનો જ નહીં પણ શૈવ આદિ જનોથી ઉભરાતાં કુટુંબો વસતાં હતાં અને કવિઓને પોષવા માટે સુપ્રસિદ્ધ હતાં તે શહેરોમાં પાકો ખંતભર્યો પરિશોધ કરવા–કરાવવામાં આવે તો આથીયે તે કાળે એ શહેરોમાં વધુ કવિઓ બ્રાહ્મણી તેમ જૈન થયા હોવાનું, વધુ ગ્રંથો રચાયા હોવાનું અને ગુજરાતનાં બીજાં સ્થળોમાં પણ એ શક્તિ સારા પ્રમા-ણમાં ફાલી–ફૂલી હોવાનું જણાવાનો વિશેષ પાકો સંભવ છે. અસ્તુ.

---

પ્રબોધપ્રકાશ, સં. ૧૫૪૦–૭૭]; ૮ જનાર્દન [ઉષાહરણ, સં. ૧૫૫૪]; ૯ નરપતિ [પંચદંડ, સં. ૧૫૪૫]: ૧૦ શ્રીધર [ગૌરીચરિત્ર, રાવણમંદોદરી-સંવાદ સં. ૧૫૬૪]; ૧૧ કાયસ્થ નરસાસુત ગણપતિ (સં ૧૫૭૪]; ૧૨ ભાલણ [સં. ૧૫૦૦ થી ૧૫૭૪]; ૧૩ ભાલણસુત ઉદ્ધવ; ૧૪ માંડણ [રામાયણ, પ્રબોધ બત્રીશી, જાળંધર આખ્યાન, વગેરે સં. ૧૫૭૫] ૧૬ ઈશર બારોટ [હરિરસ સં. ૧૬૦૦]; ૧૫ ભીમ [સુદયવત્સચરિત્ર] ૧૬ મીરાંબાઈ, ૧૭ ગણદેવીનો અનાવિલ કીકો [બાલચરિત, સં. ૧૫૧૦] વગેરે. વળી નરસિંહ મહેતાના કાકા પરવત મહેતા, નરસિંહના પદ સવાલાખની પ્રસિદ્ધિ પૂરી કરનારી શિષ્યાઓ સૂરસેના, માનબાઈ એ સહુનો ઉલ્લેખ કરવો યોગ્ય છે. અહીં માત્ર સા. શ્રી. ગોવર્ધનરામભાઈના કથનનો ઉત્તર આપવાનો હોવાથી તે કાળના જાણીતા જૈન કવિઓ આ સંખ્યામાં ઉમેર્યા નથી; તે જો ઉમેરીએ તો આ સંખ્યા વધવા સાથે તેની નામાંકિતતા પણ વધે એમ છે. અને ૧૪ તો શું ૪૦ ની સંખ્યા સારા કવિઓની થાય એમ છે.

પ્રાપ્ત સાધનોથી જણાયું છે તેમ આ કાળમાં સોરઠ (હાલ ઓળખાય છે એ મર્યાદાવાળું સોરઠ) ગુજરાતી સાહિત્યસર્જનનું ઉદ્દીપક, પોષક તેમ પ્રેરક સ્થળ થઈ પડયું હતું. મુસ્લીમ શાહી આક્રમણ સાથે ઉત્તર હિન્દ અને ઠેઠ બંગાળાથી કાયસ્થ આદિ કેટલીક વિચક્ષણ, વ્યવહાર તેમ રાજકાજકુશળ હિન્દુ જાતિઓ ગુજરાતના આ ભાગમાં આવી વસી હતી; પ્રભાસ આ સમયે પૂરૂં ધીકતું બંદર હતું; શૈવો, વૈષ્ણવો અને અન્ય હિન્દુ ધર્મીઓ ત્યાં જામ્યા હતા અને આરામવિરામના તેમ દુઃખવિપત્તિના સમયમાં ચિત્તને ઠારનાર, આનંદપ્રમોદ આપનાર તેમ જીવન–દાહ–ઉકળાટને શમાવનારૂં સાહિત્ય તેમને અર્પનારા દિવ્ય–આત્મારૂપ કવિઓ પણ હતા, એમ જણાય છે. તળ સોરઠ અને ગુજરાતના સાધુસંતો અને શ્રદ્ધાળુ જાત્રાળુઓના સંઘો ને સંઘો, તથા વ્યાપારીઓ આ ભાગનાં તીર્થોમાં વહ્યા આવતા હતા અને તેમનાં સાહિત્યો પણ અવશ્ય કેટલીક પ્રેરણાઓ આદિ સાહિત્ય કંડિકાઓ ઉપજાવવામાં નિમિત્ત થયાં હશે. રામાનંદ, નામદેવ આદિની અસર મહેતાજીને થયાનું સપ્રમાણ પુરવાર થયું છે, નાગર નરસિંહે તળાજા–માંગરોળથી આવી જૂનાગઢમાં દામોદરજીની છાયામાં રહી, પ્રસાદ અને સહજ રસપ્રવાહથી ઉર્જ્વલ ધમકતી પદાવલિઓની સૂરાવટ જમાવી, અને સંતસાધુ તેમ ભગવદ્પ્રિય જનતા–સ્ત્રીવર્ગ પર્યન્તને ઘેલી ગાંડી કરી મૂકી, પાનબાઈ, સૂરસેના જેવાં ભક્તાણી, કદાચ કચિત્રિઓની ટોળી જમાવી અને રાસલીલામાં વૈષ્ણવસૃષ્ટિને તલ્લીન કરી. મહેતાજીના વૃદ્ધ કાકા નાગર પર્વત મહેતાએ માંગરોળમાં (સં. ૧૫૦૨) રણછોડજીની સ્થાપી, વિષ્ણુભક્તિ લલકારી. નરસિંહના કંઇક ઉત્તર કાળમાં કાયસ્થ કવિ કેશવ હૃદયરામે પ્રભાસમાં રસભક્તિ–આખ્યાન ભક્તિ સુણાવી, ઉષાહરણ, દશમસ્કંધ આદિથી વૈષ્ણવોને રીઝવ્યા. વિદ્વાન્, તત્ત્વજ્ઞ વિષ્ણુદાસ ભીમે સિદ્ધિક્ષેત્ર પ્રભાસમાં હરિલીલા ગાઈ, સુલલિત અને હરિભક્તિ પ્રબોધનારો તાત્વિક પ્રબોધપ્રકાશ પ્રબોધ્યો,તેમ પદાવલિ લલકારી. જૂનાગઢનિવાસી મોઢ અડાલજા શ્રીધરે પ્રભાસમાં

ગૌરીચરિત્ર નિરૂપ્યું, અને રાવણમંદોદરી સંવાદ લહેકાર્યો.[૬] ખડાયતા બ્રાહ્મણ નિંબાસુત જનાર્દન ત્રવાડીએ અમરાવતી(કદાચ અમરેલી)માં ઉષાહરણનો પદ્યબંધ બાંધ્યો. ઊના–શિહોર–ના માંડણ કવિએ રામાયણ, હનુમંતાખ્યાન, આદિ આખ્યાનોથી વૈષ્ણવ સૃષ્ટિને રીઝવી. તેમ દિવના વણિક કવિ પરમાણંદ[૭] અને એક બીજા નામાંકિત વૈષ્ણવ ભક્ત માંડણો અને ઈશર બારોટે[૮] (જામનગર અને દ્વારિકાની આસપાસ સં. ૧૫૯૬ પછી) હરિરસની છોળો ઉરાડી. ઉપરાંત

---

૬ જુઓ બૃ. કા. ભાગ ૬, ગૌરીચરિત્ર, પા. ૪૮૬:

× × ×

સરસ્વતી સાયર નીર નિર્મળ, સોમશિર ધારા ઢળે,
સીધર સ્વામી **ચરિત્ર શિવ**નાં ભાવે ગાતાં સાંભળે.

કડવું ૧૬, ક. ૩–૪.

તેમ તેનો રાવણમંદોદરીસંવાદ:

સંવત પનર પાંસઠઈ, જીરણ દુર્ગ નિવાસ,
પૂરણ ચ્યારિ ચોપઈ બિસઈ, બાંધી બુધિપ્રકાસિ. ૨
પરકાશિ પાતિગ ટલિ મંદોદરિસંવાદ

... ... ...

સોમ મંત્રી સહસાસુતન કવિતા 'સીધર' નામ
ઉતપતિ મોઢ અડાલજા, તસ તૂઠા શ્રીરામ.

[ફલશ્રુતિ; શ્રી. ફા. ગુ. સભાની ગ્રંથમાળા: પા. ૧૧૨ )

૭. આ પરમાણંદ કવિનો હરિરસ, જે શ્રીમદ્ભાગવતનો રસવાહી સાર છે, જેના બાર વર્ગ તેણે પાડયા છે, તે સં. ૧૫૦૯ માં રચાયો છે. રા. નટવરલાલ ઈ. દેશાઈ પાસે તેની પ્રતિ છે. રા. હીરાલાલ પારેખની પ્રતિમાં તેનો રચન સં. ૧૬૦૯ હોવાનું સાંભળ્યું છે.

૮. ઈશર બારોટનો હરિરસ, ભાવનગરના રાજકવિ પિંગળશીભાઇએ તેમ લીંબડીના કવિ શંકરદાન જેઠીભાઇએ પ્રકટ કર્યો છે. તેના રચેલાં તિથિ કાવ્યમાં નરસિંહ મહેતા સંબંધી કવિ ઈશરનો ઉલ્લેખ છે. આ ગ્રંથ સં. ૧૫૯૬ની આસપાસ રચાયો છે.

અન્ય કવિઓ પણ આ સરસ્વતીસત્રના ઉદ્દગાતા, પ્રસ્તોતા, હોતા થયા; એમની પ્રતીતિ સમયનિર્દેશ નહીં કરતી બહુલ પ્રાચીન ભજન-કીર્તનાવલિ કરાવે છે.

**ભીમ ક્યાંનો? સિદ્ધિક્ષેત્ર પ્રભાસનો.**

આમ મહાકવિ પ્રેમાનંદની જન્મભૂમિ વટપદ(વડોદરા)ની પેઠે, ગુજરાતી કાવ્યસાહિત્યના માધુર્યનિર્ઝરતા, પ્રસાદપ્રસન્ન અંબારને ખડકાવવામાં નિમિત્તપ્રેરક થયલા, વૈષ્ણવ અને શૈવ ધામ પ્રભાસપાટણમાં વિષ્ણુદાસ ભીમ કવિ થયો. વૈષ્ણવોનું તેને જબરૂં પાગઠું હતું.[૯] તેઓ એના રસિકભાવુક શ્રોતાઓ હતા. આ ભીમ કવિને સ્વ. શાસ્ત્રી વ્રજલાલ,[૧૦] સ્વ. ઇચ્છારામ દેશાઈ,[૧૦] અને તેમના કથનથી

---

૯ સાનિધ્ય સકળ વૈષ્ણવ તણી, કથા અનુપમ શોભા ઘણી;
હરિલીલા સોલ કલા નામ, વિષ્ણુભક્ત કેરુ વિશ્રામ
કલા ૧૬ મી, કડી ૧૧.

૧૦ જુઓ: સને ૧૯૦૦ની ત્રીજી આવૃત્તિ : 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' પા. ૭૭ મું :

" સિદ્ધપુરમાં ઔદિચ્ય જ્ઞાતિમાં ભીમ કવિ થયો."

તેમ "આર્ય જ્ઞાનવર્ધક" સને ૧૮૮૭, જુલાઇ પા. ૨૦૬ મે તથા બૃ. કા. દો. ભાગ ૪ થામાં પા. ૩૨ મે સ્વ. ઇચ્છારામભાઇ જણાવે છે :

"એ કવિ સિદ્ધપુરનો **જણાય** છે. ઔદીચ્ય બ્રાહ્મણ હતો...... એના ગ્રંથો હરિલીલા ષોડશ કલા: હરિવંશ; શંકર ઉપાસનાં પદ વગેરે છે."

શાસ્ત્રીજીનો આ મૂળ લેખ સને ૧૮૬૬માં પ્રકટ થયો છે. સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવને ભીમની માહિતી તેમની કનેથી મળી સમજાય છે. અને તેને આધારે સ્વ. ધ્રુવે ૧૮૮૭ ના જુલાઇના તા. ૨૦ મીના "એડવોકેટ ઓફ ઈંડિયા"માંના લેખમાં તેનો ઉપયોગ કર્યો છે. એ લેખ 'પ્રાચીન ગુજરાતી સાહિત્ય રત્નમાળા'ના પહેલા રત્ન "મુગ્ધાવબોધ ઔક્તિક" સાથે જોડેલો હોઈ પાને ૯–૧૩ મે પ્રકટ થયો છે.

સને ૧૮૮૯ માં સ્વીડનમાં ભરાયલી ૮ મી 'ઇન્ટરનેશનલ કોંગ્રેસ ઓફ ઓરીયેન્ટેલીસ્ટસ્'માં વડોદરા રાજ્યના પ્રતિનિધિ તરીકે રા. રા. હરિલાલ

પ્રેરાઇને સ્વ. સા. ગોર્વર્ધનરામ ત્રિપાઠીએ સિદ્ધપુર પાટણનો વતની કહ્યો છે. સિદ્ધપુર(ભાગવતનું સિદ્ધક્ષેત્ર)અને સિદ્ધિક્ષેત્રના, તેમ જ કોટેશ્વરની સરસ્વતી અને પ્રાચી સરસ્વતીના નામના અને માહાત્મ્યના મળતાપણાને અંગે, તેમ જ સંભવિત છે તેમ મૂળરાજ સોલંકીએ સોમનાથનાધામ પ્રભાસપાટણની ઘાટીએ કરેલી સમાનતીર્થકુંડોની સ્થાપના દ્વારા(પાટણ) સિદ્ધપુરને એક મોટું તીર્થ-ધામ બનાવ્યાથી આ ભ્રમ પ્રકટ્યો છે. અને ભીમની હરિલીલાની ફળશ્રુતિમાંની નીચેની કડીએ આ ભ્રમને પ્રકટાવ્યો અને ટેકવ્યો છે:- ( સ્વ. શાસ્ત્રીજી વ્રજલાલ અને સ્વ. ઈચ્છારામભાઇને આ કડી સિવાય બીજાં કોયાં સાધનો ભીમને સિદ્ધપુરનો વતની ઠરાવવામાં મળ્યાં હતાં, તેનો કોઇ સ્થળે તેમણે નિર્દેશ કર્યો જાણ્યામાં નથી, એટલે તેની સારસારતા વિષે અહીં કોઇ વિશિષ્ટ વિચારણા થઈ શકે તેમ નથી. )

---

હર્ષદરાય ધ્રુવ ગયા હતા. તેમાં તેમણે The Neo-Vernaculars of Western India " વિષે ઇંગ્રેજીમાં ભાષણ આપેલું છે. એ ભાષણ સુરતથી સને ૧૮૯૩ માં પ્રકટ થયેલું છે. ( પા. ૪૫-૯૬ ). તેમાં કવિ ભીમ વિષે સ્વ. સાક્ષરે ત્રણેક ઉલ્લેખો કર્યા છે, તેમ ભીમની કાવ્યશક્તિની પ્રશંસા પણ કરી છે. તેમણે સ્વ. ઈચ્છારામ સૂર્યરામ દેશાઇને " હરિલીલા "ની પ્રતિ બૃ. કા. દો. ના ચોથા ભાગ માટે આપી હતી; તેમ ભીમ સંબંધી માહિતી પણ પૂરી પાડનાર તેઓ જ હોવાનું મારી જાણમા છે.

વળી અહીં ' સિદ્ધિક્ષેત્ર, ' ' સાધીષેત્ર ' ( સં. ૧૬૪૮ ની પ્રતિ ઘ નો પાઠ ), સિદ્ધક્ષેત્ર ( ગુ. નો, સં. ૧૯૮૫ ની શાસ્ત્રી વ્રજલાલની પ્રતિનો પાઠ, જે બૃ. કા. ચોથાની પણ મૂળ પ્રતિ છે. ), 'શુદ્ધ ક્ષેત્ર' ( સં. ૧૬૮૯ની ક્રા. પ્રતિનો પાઠ ), અને ' સિધિ ક્ષેત્ર ' ( સ. ૧૬૯૭ ની ખ પ્રતિનો પાઠ ) એ પાઠાંતરો નોંધવા જોગ છે. ' સિદ્ધિ ક્ષેત્ર ' એ પાઠ સં. ૧૬૪૫ની મં, અને સં. ૧૫૭૪ ની હિ. પ્રતિમાં છે, અને સં. ૧૬૪૪ ની ઘ નો ' સાધી ષેત્ર ' પણ તેને ટેકો આપે છે. આ પાઠાંતર પણ નોંધવા જોગ છે. સિદ્ધિ ક્ષેત્ર તરીકે સિદ્ધપુર કયાંયે પુરાણમાં પ્રસિદ્ધ નથી. શ્રી ભાગવતમાં સિદ્ધ ક્ષેત્ર તરીકે નહીં કે ' સિદ્ધિક્ષેત્ર ' તરીકે તેની ગણના છે; જ્યારે સ્કંદ-પુરાણમાં પ્રભાસ સિદ્ધિક્ષેત્ર લેખાયું છે.

સિદ્ધિક્ષેત્ર, માધવ સરસ્વતી, રુદ્રદેવ, શ્રી કર્દમ યતિ,
અલર્ક ગણેશ, ઈશ કેદાર, ગોવ્યંદ સ્વામી ભક્ત સાધાર. ૧૦
સાનિધ્ય સમસ્ત વૈષ્ણવ તણી, કથા અનુપમ શોભા ઘણી. ૧૧
( કડ઼ા ૧૬ મી. ૩. ૧૦-૧૧, ૨૧૩-૪ )

આમાં સિદ્ધપુર અને સિદ્ધિક્ષેત્ર એ નામનું મળતાપણું સિદ્ધપુરને કવિની ભૂમિ ઠરાવવાને ખેંચાણ કરે છે, તેમ ઉલટપક્ષે, રુદ્રદેવ, માધવ સરસ્વતી, ઈશ કેદાર, અને ગોવ્યંદસ્વામી, તથા કૈંક અલર્ક ગણેશ તથા પુરાણાં પ્રસિદ્ધ ક્ષેત્રોની ગણનામાં પ્રભાસક્ષેત્ર અને તેમ વૈષ્ણવ ધામ તરીકે, કારણ જ્યોતિર્લિંગ સોમનાથનો મહાભારતમાં ઉલ્લેખ નથી, પણ સ્કંદપુરાણમાં વિસ્તૃત છે, પુરાણું પવિત્ર લેખાતું ક્ષેત્ર, સિદ્ધિક્ષેત્રને પ્રભાસ ઠરાવી કવિની પ્રવૃત્તિભૂમિ હોવાના સબળ દાવાને ટેકવે છે. ઉપરાંત પ્રભાસ અને તેની આસપાસના પ્રદેશનું કવિપોષક વાતાવરણ પણ આ દાવાને સાધાર કરે છે. વળી કવિ ભીમ પોતે જ આ ભ્રમને નિવારનારૂં, પોતાના નિવાસના પવિત્ર સ્થળને નિર્દેશનારૂં નીચેનું કથન, પોતાના અન્ય કાવ્યગ્રંથ "પ્રબોધપ્રકાશ" ( સં. ૧૫૪૬ )માં કરે છે:—

ભવભયભંજન શ્રી ભારતી, પંચ પ્રવાહિ વહિ સરસ્વતી. ૭૨
શ્રી સોમેશ્વર નિજ આવાસ, ભૂમિ માંહિ બીજુ કૈલાસ
તીરથતિલક ક્ષેત્ર પ્રભાસ તિહાં વસઈ દ્વિજ નરસિંહ વ્યાસ. ૭૩
તિ ધરિ સેવક **વૈષ્ણવદાસ** કીધુ એહ **પ્રબોધપ્રકાશ.** ૭૪

( પ્રકાશ ૬ ઠ્ઠો. સં ૧૫૫૩ ની, તેમ સં. ૧૫૭૫ ની અને
સં. ૧૬૧૯ ની પ્રતિઓમાંનો ઉતારો )

કવિના આવા જ સ્પષ્ટ નિર્દેશથી સિદ્ધિક્ષેત્ર તે સિદ્ધપુર નહીં, પણ પ્રભાસક્ષેત્ર, એમ સિદ્ધ થાય છે. કવિએ જેમ 'તીરથતિલક', 'બીજુ કૈલાસ' આદિ વચનથી માતૃભૂમિ પ્રત્યે સ્વાભાવિક અભિમાન દેખાડયું છે તેમ જો સિદ્ધપુર તેની જન્મભૂમિ હોત તો હરિલીલામાં બે એક સ્થળે સિદ્ધપુરનો ઉલ્લેખ કરવાનો પ્રસંગ આવ્યો છે ત્યાં તેણે એવો અભિમાનદર્શી ઉલ્લેખ કર્યો હોત જ.

અલબત્ત શ્રીમદ્ભાગવતમાં કપિલ મુનિનો આશ્રમ સિદ્ધક્ષેત્ર-(હાલના સિદ્ધપુર)માં (ભા. ૩ સ્કં.) હોવાનું કહ્યું છે. પણ પુરાણકાળમાં અને તે પછી, તેમ ઐતિહાસિક કાળમાં મૂળરાજ સોલંકી અને સિદ્ધરાજ પર્યંત તે શ્રીસ્થળને નામે ઓળખાતું આવ્યું છે; અને સિદ્ધરાજનાં વિશિષ્ટ ધર્મ-કાર્યોને અંગે, તેમ તેના નામસ્મરણ અર્થે તે સિદ્ધપુર નામે આજ પર્યંત ઓળખાય છે, નહીં કે સિદ્ધક્ષેત્ર વા સિદ્ધિક્ષેત્ર તરીકે. 'શ્રીસ્થળ પ્રકાશ' નામે એક આધુનિક માહાત્મ્યગ્રંથ પુરાણકાળમાં અને તે પછી યે સિદ્ધપુર શ્રીસ્થળ તરીકે સુવિખ્યાત હોવાનું સૂચવે છે. સ્કંદ-પુરાણના પ્રભાસખંડમાંના (અ. ૧૮), સરસ્વતીનાં પ્રકટ થવાનાં પાંચ સ્થાનો વા પ્રવાહોના ઉલ્લેખમાં પણ તેની 'શ્રીસ્થળ' સંજ્ઞા છે. વળી સિદ્ધપુરની ગણના પુરમાં છે. અને તે માત્ર શૈવધામ તરીકે જ પંકાયલું છે. પરંતુ પ્રભાસ મુખ્યત્વે ક્ષેત્ર તરીકે જ, અને ઐતિહા-સિક કાળમાં સોમનાથ પાટણ, દેવપાટણ, પ્રભાસ પાટણ, અને વેરાવળ પાટણ તરીકે પંકાયલું છે. વળી પુરાણોમાં અને સ્કંદપુરાણના પ્રભાસખંડમાં પ્રભાસ, પ્રાચી સરસ્વતી નામના મહાભારત કાળના, કૃષ્ણ અને અર્જુના-દિના સ્નાનાદિથી, તેમ શ્રાદ્ધાદિ કાર્યોથી તથા સિદ્ધવટ નામના બ્રહ્માતીર્થને લીધે સિદ્ધિક્ષેત્ર તરીકે ઉલ્લેખાયલું છે.[11] ઉપરાંત ભાસ્કરક્ષેત્ર આદિ પણ તેનાં નામ પ્રસિદ્ધ છે. વળી પ્રભાસ જેમ શૈવધામ તેમ વૈષ્ણવ ધામ તરીકે મૂળ પુરાણ કાળથી પ્રસિદ્ધ છે.[12] ઉપરાંત હરિલીલાના ઉપલા અવતરણમાં માધવ, સરસ્વતી, રૂદ્રદેવ, અલર્ક ગણેશ, ઈશ કેદાર, ગોવ્યંદ સ્વામી અને 'સમસ્ત વૈષ્ણવ તણી સન્નિધિ'—એ સહુ ભીમનું ઉદ્દિષ્ટ નિવાસસ્થળ સિદ્ધિક્ષેત્ર પ્રભાસક્ષેત્ર, નહીં કે સિદ્ધપુર, હોવાનું સૂચવે છે.

**નિવાસસ્થળ પ્રભાસ, સિદ્ધપુર નહીં**

પ્રભાસ મૂળે વૈષ્ણવ ધામ તરીકે શ્રીકૃષ્ણના વારંવારના યાત્રા-

---

૧૧ જુઓ: સ્કંદ. પ્રભાસખંડ અ. ૪; અ. ૨૮ વગેરે. ૧૨ જુઓ: સ્કંદ. પ્રભાસ. અ. ૪, અને અન્ય વૈષ્ણવ તીર્થોનાં મહાત્મ્યના અધ્યાયો.

પ્રસંગોથી, તેમ અંતકાળના સ્વધામગમનના સ્થળથી વિખ્યાત[૧૩] છે. તેની પૌરાણિક કાળની ક્ષેત્રમર્યાદા પણ તેને વૈષ્ણવ ધામ જણાવે છે:[૧૪]

पूर्वे तप्तोदकः स्वामी पश्चिमे माधवः स्मृतः ।
दक्षिणे सागरस्तद्वद् भद्रा तद्युत्तरे मता ॥ (प्रभास. अ. ४)

તેમ બીજી આ પ્રસિદ્ધ ઉક્તિ પણ સાથે સાથે વિચારવાની છે :

प्रभासे पंचरत्नानि नदीनारीतुरंगमाः ।
चतुर्थं सोमनाथश्च पञ्चमं हरिदर्शनम् ॥

આમાં તપ્તોદક સ્વામી કહ્યા છે તે તુલશીશ્યામ. અહીં જાળંધરની સ્ત્રી વૃંદા, બીજા અવતારની તુળશી સાથેના કૃષ્ણના પ્રસંગનું સૂચન કરતી તુળશીશ્યામ-તલસ્વામી-ની મૂર્તિ છે; અહીં ઉના પાણીના સાત કુંડ પ્રાચીન કાળથી છે. માધવ, એટલે પોરબંદર પાસેના માધવપુરની માધવરાયની મૂર્તિ, જે રુક્મિણી અને કૃષ્ણના લગનના સ્થળનું ચિહ્ન છે. ભદ્રા એટલે ભાદર નદી, સૂર્યની પુત્રી; અને સાગર તે અરબ્બી સમુદ્ર. સમસ્ત 'વૈષ્ણવની સન્નિધિ' એ પણ વૈષ્ણવસમૃદ્ધ ધામનું સૂચક છે. પ્રભાસ એ મોક્ષપીપળો-કૃષ્ણના દેહોત્સર્ગનું સ્થાન છે. અલર્ક ગણેશ, કેદારેશ્વર, ગોવિંદસ્વામી વગેરે સ્થળો પ્રભાસમાં પ્રાચીન તીર્થો હોવાનું પ્રભાસ ખંડમાં વર્ણવેલું છે. તેમ પ્રાચી, સરસ્વતી, તુલસીશ્યામ-તલ્લસ્વામી, માધવરાય આદિ કૃષ્ણમૂર્તિઓને અંગે તે વૈષ્ણવ ધામ તરીકે મશહૂર હતું. 'હરિદર્શન'થી માધવરાય સૂચિત છે.

ભીમ કવિના સમયમાં પ્રભાસમાં અનેક વૈષ્ણવ અને શૈવ કવિઓ થઈ ગયા છે. તે કાળે આ બંદર એક ધીકતું વ્યાપારી બંદર હતું, અને વૈષ્ણવ વ્યાપારીઓના મથક તરીકે જાણીતું પણ

---

૧૩ प्रभास ને બદલે કેટલાક सोरठे, सौराष्ट्र પાઠ બોલે છે. પણ આ ઉક્તિ મૂળ પ્રભાસને અંગે પૌરાણિક કાળથી પ્રચલિત છે.

૧૪ જુઓ પ્રભાસખંડ, અ. ૮૪, તપ્તોદક કુંડોત્પત્તિ-મૂળચંડીશમહાત્મ્ય. બોમ્બે. ગે. કાઠીયાવાડ, પા. ૬૦૯-૧૦. જુનાગઢ સ્ટેટસ્ટીકલ એકાઉન્ટ્સ્. સને ૧૮૮૯, પા. ૧૪૩-૪; ૧૪૭

હતું. ઠેઠ બંગાળાથી ખીલજી રાજકાળથી વૈષ્ણવ કાયસ્થોએ અહીં આવી ધામા નાંખ્યા હતા. સ્વ. સા. ગોવર્ધનરામભાઈ આ કાળ શાન્તિનો લેખી સિદ્ધપુરમાં શાન્તિ હોવાનું સૂચવી તેને ભીમનું નિવાસસ્થાન માને છે.[૧૫] પણ તે સયુક્તિક નથી. એ કાળ તે મહમ્મદ બેગડાનો સમય; મૂર્તિભંજક અને ઈસ્લામપ્રસારક સુલ્તાનનો કાળ; સિદ્ધપુરને તેણે તેમ તેના પુરોગામી પહેલા અહમદશાહે, પાટનગર પાસેના આ નામાંકિત તીર્થ-સ્થળને ખરાબ કરવામાં, મુસ્લીમોના વટાળથી વટળાવવામાં કમી રાખી ન હતી. આવા અશાન્તિના કાળમાં (સિદ્ધપુર) પાટણના ભાલણ કવિને પણ વૈષ્ણવ વ્યાપારીઓના ધામ ઔરંગાબાદ[૧૬]નો માર્ગ લેવો પડયો હતો. આથી એ શાન્તિનો કાળ ન હોઇને મુકાબલે કંઇક શાન્તિ અનુભવતું, અન્ય કવિઓની કાવ્યપ્રવૃત્તિનું સ્થળ થયલું, અનુકૂળ વૈષ્ણવસૃષ્ટિથી શોભતું–પ્રભાસ–સિદ્ધિક્ષેત્ર ભીમનું, કદાચ જન્મ-

---

૧૫ " તીર્થસ્થાન સિદ્ધપુરમાં આ ( પંદરમા ) શતકના પાછલા ભાગમાં રાજકીય શાન્તિ રહેલી જણાય છે....અન્ય વર્ણોનો ભ્રમણયુગ સમાપ્ત થતાં ભીમ અને ભાલણને આ સ્થાનોમાં સંસ્કૃતના અભ્યાસનો યોગ થયો હતો." ( પહેલી સાહિત્ય પરિષદ–પ્રમુખનું પાનું ૧૩ મું )

૧૬ સાહિત્યમાર્તણ્ડ, રા. બ. હરગોવિંદદાસભાઈ શ્રીનારાયણ ભારતીના પુરાવાને આધારે ભાલણ દક્ષિણ ઔરંગાબાદ તરફ રહેતો એમ ( પ્રા. કા. ત્રિ. અં. ૩, વર્ષ ૩, પા. ૬) જણાવે છે. રા. રામલાલ ચુનીલાલ મોદી, માત્ર ઔરંગાબાદ અને હૈદ્રાબાદ ભાલણના સમય પછીથી સ્થપાયાનું કહી તેનો નિરાસ કરે છે. ( જુઓ ભાલણ–વડોદરા સયાજીમાળા, અ. ૩૩, પા. ૪૯–૫૦) પણ કદાચ ભારતીના સ્થળનામમાં ચૂક હોવા સંભવ છે. અગર હાલના ઔરંગા-બાદના સ્થળે બીજું જૂનું શહેર હશે તેનું નામ આપવાને બદલે ઔરંગા-બાદ કહી સંતોષ માન્યો હશે. તેને ખાસ કરીને ખોટું કહેવાનું કાંઈ કારણ જણાતું નથી. ભાલણના કાળમાં ગુજરાતના વૈષ્ણવો તેમ અન્ય ધર્મપ્રેમી વ્યવહારીઓ વ્યાપાર અર્થે દક્ષિણમાં ગયા હતા, ઠેઠ શિવદાસ જેવા નાગર કવિને પણ જવું પડયું હતું; એ ભૂલવું નથી જોઇતું. તેમ સિદ્ધપુરમાં જ ભાલણની કાવ્યપ્રવૃત્તિ ચાલી હતી, દક્ષિણમાં જવા સંભવ જ નહોતો, એમ રા. રામલાલે પુરવાર કર્યું નથી કે કરી શકયા નથી. તેમણે એમ પુરવાર કર્યું હોત તો એમનો પક્ષ સાધાર લેખાત.

સ્થળ નહીં, તો પ્રવૃત્તિ–નિવાસસ્થળ તો અવશ્યે હોવું ઘટે છે. પ્રભાસે 'શુભપ્રયાગ'ના જેટલી કીર્તિ અને તીર્થપ્રતિષ્ઠા મેળવવા ઉપરાંત પ્રાચી સરસ્વતીને અંગે, સિદ્ધપુરથી પણ વિશેષે 'માતૃગયા'ની પદવી પુરાણ કાળથી મેળવી છે, અને આજ પર્યંત જાળવી શકયું પણ છે. તે ભીમ કહે છે તેમ બીજા કૈલાસનાથ જેવા સોમેશ્વર, ભરત-ખંડના દ્વાદશ જ્યોતિર્લિંગમાંના એક પ્રસિદ્ધ લિંગથી પવિત્ર થયલું અને શૈવ ધામ સિદ્ધપુર કરતાંયે વધુ કીર્તિમંત હતું.

તેમ સિદ્ધિક્ષેત્ર એટલે પ્રભાસ ક્ષેત્ર માનવાનું બીજું વધુ કારણ ભીમ પોતે આપે છે. તે કાળે સોરઠમાંથી લગભગ પ્રત્યેક પૂર્ણિમાએ અને તેમ નહીં તે હરેક વૈષ્ણવ પર્વે તો અવશ્ય યાત્રીઓ અને વૈષ્ણવોનો સંઘ દ્વારકા જતો. ઉત્તર હિન્દના યાત્રીઓ પણ ઘણુંખરૂં જીર્ણદુર્ગ–ગિરનાર થઇને પછી દ્વારકા જતા. કવિ વિશ્વનાથ કહે છે ( સં. ૧૭૦૮ ) તેમ નરસિંહ મહેતો અને તેમના કાકા પરવતદાસ એ સંઘમાં નિયમિત જતા. ભીમ કવિ પણ એમાં જતો. તે પોતે જ તે વિષે આમ હરિ-લીલામાં કહે છે:

સતસંગતિ સેવૂં દ્વારિકા, જેહ ભણીજઇ ભવતારિકા,
ગાઊં ગોવ્યંદનાં નિજગીત, ચતુર્ભુજ ચરણિ વિલગૂં ચિત્ત.
( કલા ૧ લી કડી )

આમાં ઉલ્લેખેલી ચતુર્ભુજ મૂર્તિ તે દ્વારકાનાથની. વળી તે પોતાને દ્વારકાનાથ પ્રસન્ન થયા અને પોતે વૈષ્ણવ બિરૂદ પામ્યો એમ કહે છે,

એક વાર મિ કમલાપતિ, કીધી શ્લોક સાતઈ વીનતી. ( વગેરે )

તેમ નારદ અને કૃષ્ણનો ભક્તિમહિમાનો સંવાદ દ્વારકામાં ઉપસ્થિત થયાનું કવિ નોંધે છે; જ્યારે ભાગવતમહાત્મ્ય અને ભાગ-વતમાં એ પ્રસંગ દ્વારકામાં બન્યાના ઉલ્લેખો નથી. ઉપરાંત ભીમ "પ્રબોધપ્રકાશ"માં ભક્તિના ઉદય અને સિદ્ધિનો પ્રસંગ દ્વારકામાં દ્વારકાનાથ સમક્ષ નાટયરૂપે ભજવાયાનું આલેખે છે; જ્યારે પ્રબોધચંદ્રોદય જે નાટક ઉપરથી આ ગ્રંથ અનુવાદિત થયો છે તેમાં મિથિલાના રાજા કૃષ્ણમિશ્રના દરબારમાં તે ભજવાયાનું નોંધાયું છે. આમ ભીમ દ્વારકાના દ્વારકાનાથ પ્રત્યેના પોતાના પૂજ્યભાવને સર્વાગ્ર કરે છે. આ હકીગત વિચારતાં

કવિ ભીમ પણ દ્વારકાનાથનો દૃઢ ભક્ત અને નિયમિત યાત્રી હશે, અને તે દૂર દૂરથી સિદ્ધપુરથી આડકતરા માર્ગે આવતો હોય તેને બદલે પ્રભાસ, માંગરોળ, જૂનાગઢના સંઘો ભેગો જતો હોય એ વિશેષ ઉપયુક્ત લાગે છે. આથી તેનું નિવાસ–પ્રવૃત્તિસ્થાન વૈષ્ણવોથી ગાજતું સિદ્ધિક્ષેત્ર–પ્રભાસ હોવું ઘટે છે, નહીં કે સિદ્ધપુર.

આ સહુ કેવળ અનુમાન નથી, પણ ખુદ ભીમના જ "પ્રબોધપ્રકાશ" ગ્રંથની ઇતિશ્રીથી પ્રમાણિત છે. તેમાં તે ચોખ્ખું પ્રભાસ પોતાનું પ્રવૃત્તિસ્થાન હોવાનું નોંધે છે કે જે કડીઓ ઉપર ટાંકેલી છે. 'પંચ પ્રવાહિ વહિ સરસ્વતી'[17] કહીને તે ભરતખંડનાં સરસ્વતીનાં પાંચ ઉદ્ભવસ્થાનોનું તેમ પ્રભાસ આગળ (હાલ પણ) વહેતી પાંચ નદીઓનું સૂચન કરે છે. તેમ 'તીર્થોમાં તિલક', એવું સાભિમાન વચન ઉચ્ચારી માતૃભૂમિને તેણે નિર્દેશી છે. આથી તેની નિવાસભૂમિ તેમ કાવ્યપ્રવૃત્તિ-ભૂમિનો યશ પ્રભાસને સર્વથા ઘટે છે.

આમ જેમ ભીમનું નિવાસનું વા કાવ્યપ્રવૃત્તિનું સ્થળ પ્રભાસ ઠરી શકે છે, તેમ તેની જ્ઞાતિ નક્કી થઈ શકતી નથી. સ્વ. શાસ્ત્રી વ્રજલાલ[18]

**ભીમનાં જ્ઞાતિ, કુળ, અવટંક વગેરે**

અને સ્વ. ઇચ્છારામભાઈ તેને 'ઔદિચ્ય બ્રાહ્મણ' કહે છે, ત્યારે સ્વ. ગોવર્ધનરામભાઇ[19] અને કવિ નર્મદ મોઢ બ્રાહ્મણ કહે છે. રા. ભાનુસુખરામ તેને પ્રભાસ–ખંભાત–નડીઆદ એ ત્રણેનો વડનગરો

---

૧૭ જુઓ સરસ્વતીની ઉત્પત્તિનું માહાત્મ્ય ( સ્કંદઃ પ્રભાસખંડ ૪; અ. ૨૬ ). પ્રભાસની પાંચ મહાપાતકોને ટાળનારી પાંચ નદીઓઃ હિરણ્ય, વજ્રિણી, ન્યુંકુ, કપિલા અને સરસ્વતી : पंचमहास्रोता सरस्वती અ. ૨૭. સરસ્વતીનાં પાંચ સ્થળોઃ કુરૂક્ષેત્ર, ભદ્રાવર્ત, પુષ્કરાવર્ત, શ્રીસ્થળ અને પ્રભાસઃ અ. ૨૮. પ્રાચી, સરસ્વતી સર્વત્ર દુર્લભ છે : અ. ૨૮

૧૮ જુઓ: ગુજરાતી ભાષાનો ઈતિહાસ પા. ૭૭ મું; બૃ. કા. દો. ભાગ ૪. પાનું ૩૫ મું; 'આર્યજ્ઞાનવર્ધક' ગુજરાતી ભાષાના કવિઓ : વર્ષ ૧૮૮૭, જુલાઈ. પાનું ૨૦૬.

૧૯ સાહિત્યપરિષદ્ પહેલી, પ્રમુખપદનું ભાષણ, પા. ૧૧ મું.

નાગર ઠરાવવા મથે છે![20] આ સહુએ અનુમાનો છે. ભાલણ સિદ્ધપુરનો અને મોઢ ત્રિવેદી હતો, એટલે ભીમને એક પક્ષે મોઢ લેખ્યો છે, ત્યારે સિદ્ધપુરમાં ઔદિચ્યોની વસતી વધુ હોવાથી બીજા પક્ષે તેને ઔદિચ્ય બ્રાહ્મણ ગણ્યો છે. એ સિવાય કોઈ વિશેષ આધાર તેની જ્ઞાતિનો નિર્દેશક હોવા સંભવિત નથી. પછી વધુ સંશોધન અને પ્રકાશનને પરિણામે જે સાબીત થાય તે ખરું.

કવિ પોતે પોતાનું દ્વિજપણું, અવટંક, પિતા, પિતાનો અને પોતાનો ધર્મસંપ્રદાય, વૈષ્ણવ બિરૂદની પ્રાપ્તિ, ગુરૂ, આદિ વિષે નીચેનો ઉલ્લેખ પોતાના "પ્રબોધપ્રકાશ"ની પ્રતિશ્રીમાં કરે છે:

તીરથતિલક ક્ષેત્ર પ્રભાસ, તિહાં વસઇ દ્વિજ નરસિંહ વ્યાસ. ૭૩
તિ ઘરિ સેવક વૈષ્ણવદાસ કીધુ એહ પ્રબોધપ્રકાશ. ૭૪
(ષષ્ઠપ્રકાશ: ફલશ્રુતિ)

તેની અવટંક વ્યાસ હતી, અને તે વૈષ્ણવ માતપિતાને પેટે અવતર્યો હતો. એ સિવાય તે કાંઈ જ વધુ ઓળખ પોતાના સંબંધમાં આપતો નથી. સામાન્ય રીતે તે કાળના કવિઓની આથી વિશેષ ઓળખ પોતાના વિષે આપવાની પ્રથા ન હતી, તેમ એ ભક્તહૃદયોને કાંઈ કવિ તરીકે ઓળખાવાનો અભખરોયે નહોતો. એટલે ભીમે પણ પોતાના સંબંધી આટલા ટુંકા ઉલ્લેખથી પતવવું યોગ્ય ધાર્યું હશે.

આટલાં જ અલ્પસૂચન પોતાના જીવન અને કવનની પ્રવૃત્તિઓ તેમ જ ગ્રંથસમૃદ્ધિ વિષે કવિ પોતે જ કરે છે.

**વિષ્ણુભક્તિ અને કાવ્યપ્રવૃત્તિની પ્રેરણા**

આવી છૂટીછવાઈ વિગત સિવાય વધુ હકીગત બીજાં સાધનોથી મળે તેમ નથી. ભીમ ગુજરાતના દૂરના તીરપ્રદેશ પ્રભાસમાં રહેલો હોઇને તેના જીવનકાળ સંબંધી દંતકથાઓ પણ મળતી નથી, તેમ બીજા કવિઓના તેના સંબંધી ઉલ્લેખો હોય તોયે સાંપડતા નથી. એટલે તે શા આધારે જીવન ગાળતો, ઘરનો સુખી હતો કે દુ:ખી, તેનો સંસાર કેવોક હતો, તેનું ઘરસૂત્ર અને પુત્રાદિ કેમ હતાં, તે

---

[20] જુઓ સયાજીસાહિત્યમાળા પુષ્પ ૪૫ મું, પાનાં ૧૪–૧૯.

સ્વદેશમાં જ રહ્યો હતો કે તેને ઉદરપૂરણ અર્થે ભાલણ, શિવદાસ, પ્રેમાનંદ આદિની પેઠે વિદેશ સેવવો પડ્યો હતો, તેને શિષ્યમંડળી તેમ પ્રશંસક મંડળી હતી કે કેમ, તેની ગ્રંથસમૃદ્ધિ કેટલી વિશાળ હતી, એ સહુ અંધારામાં જ રહ્યું છે. પોતાને કાવ્યપ્રવૃત્તિની પ્રેરણા, ભક્તિબળ અને શાસ્ત્રવિદ્યાદિનો અભ્યાસ કેવી રીતે સિદ્ધ થયાં તે સંબંધમાં તે પોતે હરિલીલામાં કહે છે.

> પહિલૂં વિપ્રચરણ વંદીઇ, ચ્યારિ પદારથ તુ સંધીઇ
> વાડવ તણૂં વચન માગ્યોસ, તુ હૂં કૃષ્ણહ કથા રચ્યોસ. ૫૮ (કલા ૧લી)
> અહિનિસિ કરૂં વિપ્રનિ સેવ, ભૂમિ તણા જે જંગમ દેવ.
>
> × × ×
>
> પ્રણમ્યા આપઇ ઉત્તમ ઠામ, ધર્મ, અર્થ નથી પૂરઇ કામ,
> જેહનઇ વિપ્ર હૂઇ સાનુકૂલ તે પામઇ મુગતિનૂં મૂલ. ૬૫
> કારણ એહ વિમાસી કરી, ભાવ-ભગતિ મન માંહી ધરી,
> આવી દ્વિજનઇ લાગુ પાઈ, મઝનઇ કીધુ બહુત પસાઇ. ૬૬
> કર જોડી બ્રાહ્મણ વીનવ્યા: 'સ્વામી મઝ ઉપરિ કરુ દયા,
> મન માંહિ ઉતકંઠા ઘણી, કથા કરેવા કેશવ તણી. ૬૭
> તહ્મારી અનુકંપા થિકી ગાયોસ ગુણ હૂં સુત દેવકી,
> કથા રખે રહિ અધ વિચિ માંહી, પછઈ લોક હસારત થાઈ.' ૬૮
> વલતૂં વચન મહાકવિ કહઇ: એકથા અધવિચિ નવિ રહઇ. ૬૯

'વિષ્ણુ અને વિપ્રમાં અંતર' નહીં કરતાં, 'સકલ શાસ્ત્રના મંદિર રૂપ વેદ,' અને તે જેને અધીન છે એવા દેવતા વિપ્ર( વેદપાઠે भवेद्विप्रः )ની પહેલાં સેવા આચરી, તો તેના પ્રસાદ અને અનુગ્રહથી હરિલીલા પૂર્ણ કરવાની શક્તિની પ્રાપ્તિ ભીમને થઈ અને તેને ગુરુએ વચન દીધું કે,

> સોળ કળા સંજીવની, બીજૂં બિંબ મયંક,
> પૂરી પાતકનાશિની હુસઇ કલા નિકલંક.

'પૂર્ણિમાના સોળકળાખીલ્યા ચન્દ્રથી પણ અધિક શ્રીકૃષ્ણચન્દ્રની, ભૂત માત્રને સંજીવનીની દિવ્ય ઔષધિરૂપ સોળ કલાને, ભાગવતમાં દ્વાદશસ્કંધ દ્વારા નિરૂપેલી દશ વિધિ લીલાઓને ગાશે તો તારી

'હરિલીલા ષોડશકલા' નિષ્કલંક, દોષરહિત વિશુદ્ધ અને-ઉજ્જ્વલ થશે, એટલું જ નહીં પણ (શ્રોતા વક્તાનાં) પૂરેપૂરાં પાતકનો નાશ કરનારી થશે.' વળી તે ઉપરાંત ગુરુજીએ વધુ પ્રસન્ન થઈ વરદાન દીધું કે "પામીશ ધરણીધરનૂં ધ્યાન" (ક. ૭૧) તેમ આશિષ પણ આપી કે "તુજ નઈ પ્રસન્ન હુસઇ જગદીશ." (ક. ૭૧) અને એ આશિષના પ્રતાપે પોતાને નિર્મળ કાવ્યશક્તિ સિદ્ધ થઈ એમ ભીમ પોતે જ કહે છે:

"તુ મઇ જાણી અક્ષરયુગતિ, પામ્યુ કેશવ તણી હૂં ભગતિ.

અને તેના બળે પોતે ભાગવતોક્ત ભગવદ્ભાવ સિદ્ધ કર્યો અને તેને જીવનમાં ઉતારી કૃતકૃત્ય થતાં સાચું 'ભાગવતપ્રધાન'[21] પદ પામતાં કવિ સ્વચિત્તનો પ્રસાદ આમ વર્ણવે છે:

યથાશક્તિ હરિપૂજા કરૂં, રસનાઇ રામનામ ઊચરૂં. ૭૩
સતસંગતિ સેવૂં દ્વારિકા, જેહ ભણીજઇ ભવતારિકા,
ગાઊં ગોવ્યંદનાં નિજગીત ચતુર્ભુજ ચરણિ વિલગૂં ચિત્ત. ૭૪

(કલા ૧લી)

અને આ વિધિપાલનથી ચતુર્ભુજ–દ્વારકાનાથમાં પ્રસન્નતાપૂર્વક ચિત્ત એકાગ્ર થતાં વૈષ્ણવ જીવનની એક ધન્ય ક્ષણ ભીમને સાંપડી, અને તેણે 'સાત'[22] (? પાંચ) શ્લોકથી કમલાપતિને હૃદયના ઉંડા

---

૨૧ જુઓ: विसृजति हृदयं न यस्य साक्षा-
द्धरिरवशाभिहितोप्यघौघनाशः ।
प्रणयरशनया धृताङ्घ्रिपद्मः
स भवति भागवतप्रधान उक्तः ॥
ભા. ૧૧ સ્કં. ૨. અ. શ્લો. ૫૫

૨૨ "એક વાર મિ કમલાપતિ કીધી શ્લોક સાતઈ વીનતી"
જુઓ કલા ૧લી પા. ૧૫–૧૬, શ્લોક ૧૫–૨૧. ખરી રીતે આમાં વિનતિના તો પાંચ શ્લોક છે, બીજા બેમાં વિષ્ણુવરદાન અને કવિની વિષ્ણુ-ભક્તિની નિશ્ચલતાનો ઉલ્લેખ છે.

આગારમાંથી આત્મનિવેદક વિનતિ કરી, અને કરુણાપારાવાર મહાવિષ્ણુએ[23] શ્રીમુખે સામું અનુગ્રહવચન કહ્યું:

मयि भक्तिर्दृढा नूनं मत्प्रसादाद्भविष्यति

અને તેનાં સદ્‌ભાગ્ય ઉઘડતાં તે સન્નિષ્ઠ, નિશ્ચલ ભગવદ્ ભક્ત થયો. અને કવિ કહે છે:

तदा प्रभृति गोविन्दे कृष्णे देवकीनन्दने।
भक्तिर्मे निश्चला जाता महाभयविनाशिनी ॥

કલા ૧લી, પા.

આમ સંસારના મહાભયનો વિનાશ કરનારી, ભક્તિ પોતાનામાં નિશ્ચલ થતાં અને આત્મરતિપ્રચૂર કૃષ્ણકીર્તન કરતાં કરતાં ભીમને ‘વિષ્ણુદાસ’–‘વૈષ્ણવદાસનું[24] બિરુદ ‘સમસ્ત વૈષ્ણવ ગણ’ તરફથી

---

૨૩ एव मुक्त्यो महाविष्णु प्रत्युवाच स मां प्रति। (પા.૧૬) ‘महाविष्णुः प्रियतां न मम વચન દાનસંકલ્પને અંતે મુખ્યત્વે શારદાપીઠના સ્માર્ત વિપ્રો બોલે છે. શારદાપીઠના શંકરાચાર્યોનો એ આદેશ છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે. શંકરાચાર્યો અને સ્માર્તજનોને વિષ્ણુવિરોધી ગણનારાઓ આ સત્ય વિચારશે? અને તેમને વગોવવાનું છોડશે?

૨૪ ‘વિષ્ણુદાસ’–‘વૈષ્ણવદાસ’ એ ભીમનું બિરુદ છે. પ્રબોધપ્રકાશની ફલશ્રુતિમાં કવિએ તેનો વિશેષ સ્પષ્ટ સ્ફોટ પણ કર્યો છે. ( પા. ૧૧૦ માં એ કડીઓ આપેલી છે. ) તેમ પ્રબોધપ્રકાશના પ્રત્યેક પ્રકાશના ઉપસંહારમાં “ભીમ ભણઈ શ્રી નારાયણદાસ” એવો ઉલ્લેખ કર્યો છે. હરિલીલાની સોળ કળાની પ્રત્યેક કલાને અંતે તેમ “પ્રબોધપ્રકાશ”નાં પ્રત્યેક પ્રકાશનો અંત (જુઓ. સં. ૧૫૫૩ની અને સં. ૧૬૭૪ની પ્રતિઓ) ‘વિષ્ણુદાસ ભીમવિરચિત’ એ પદથી ઉટ્ટંકિત છે. ભીમ કવિએ પોતાની સંતતિ વિષે કયાંયે કાંઈ પણ કહ્યાનો પુરાવો નથી, તેમ દંતકથા પણ તે વિષે સાંભળવામાં નથી. છતાં રા. ભાનુસુખરામ નિ. મહેતા વિષ્ણુદાસના (શ્રી સયાજી સાહિત્યમાલા પુષ્પ ૪૫ પા. ૧૪–૧૯ ) ચરિતમાં ભીમ ખંભાતના નાગર વિષ્ણુદાસનો પિતા અને તાણીતુસીને સમયસંગતિ ઠોકવા તેનો દાદોયે હોવાનું, અને નડીઆદવાળા નાગર પંડયા વિષ્ણુજીનો પુત્ર અવિચળદાસ તેનો પૌત્ર હોવાનું સસલાને શીંગડું ઉગાડવા જેવું ચાપલ્ય ખેલે છે. તેમની આ ચપલતા મર્કટની ‘શાખહડ’ને અને

કુદરતી રીતે તે માટે પોતાને ધન્ય સુધન્ય લેખવા લાગ્યો અને તેથી તેણે પ્રસન્નહૃદયે ઉદ્દગાર કાઢ્યોઃ–

તિ[૨૪] ઘરિ સેવક વૈષ્ણવદાસ કીધુ એહ પ્રબોધપ્રકાશ ૭૪
કીયા જનમ તણૂં શુભ કામ જિ મિ પામ્યૂં વૈષ્ણવ નામ.
વૈષ્ણવ નામ નર જિ વહિ તે મહિમા રિષિ નારદ કહિ. ૭૫
(પ્રબોધપ્રકાશ ષષ્ઠ પ્રકાશ? સં. ૧૫૪૩ અને સં. ૧૫૭૫ ની પ્રતિ.)

---

'હૂપાહૂપ'ને પણ ક્યાંયે વટાવી જાય છે. ખંભાત, નડિઆદ અને પ્રભાસપાટણ વચ્ચેના તે કાળના સ્થિત્યંતરને પણ ક્યાંયે કોરે હડસેલી દે છે. તેમ વ્યાસ અને પંડયા અવટંકનો ભેદ ઓગાળી દે છે. આ ઉડાઉડ અને હૂપાહૂપમાં 'વિષ્ણુદાસ'નાં પાંચ પાનાં ( પા. ૧૪–૧૯ અને ૨૫ પાની પાદનોંધ ) એમણે ચીતર્યાં છે. તેનો સાર જ અહીં ટાંકીશું:

ખંભાતના વિષ્ણુદાસનો કવનકાળ તેમના મતે સં. ૧૬૧૩–૮૪ નો છે. તે પછી નડીઆદવાળો વડનગરો નાગર અવિચળદાસ, જેને એ આ વિષ્ણુદાસનો પુત્ર અને પ્રભાસવાળા ભીમનો પૌત્ર વા પ્રપૌત્ર લેખાવા માગે છે તેણે પિતાનું કાર્ય ઉપાડી લીધું (પા. ૧૪ ). એ અવિચળે સં. ૧૬૮૪ માં પોતે રચેલા છઠ્ઠા ( રા. ભાનુસુખરામ પોતાની લેહમાં આઠમો કહે છે તે ખોટું છે. ) સ્કંધમાં '(શ્રી) ભાગવત યશ કવિતા ગાતાં' એમ જે કહ્યું છે ( જુઓ સં. ૧૬૯૫ ની રા. પારેખની પ્રત ) તેને તેઓ 'ભીમ કવિ તન યશ કદી ગાતાં' એમ પોતાની વિલક્ષણ રીતિએ વાંચી અનુમાને છે કે "એ ભીમ કવિ અવિચલના કહેવા પ્રમાણે કવિ વિષ્ણુદાસનો પિતા હોવો જોઈએ. કવિ નર્મદે એને સિદ્ધપુરનો ઔદીચ્ય બ્રાહ્મણ કહ્યો છે...એ ઔદીચ્ય હતો ખરો ?...નહિજ." પછી તેઓ અવિચળનાં "કથનો પ્રમાણે ભીમ નાગર હતો તથા તે વિષ્ણુદાસનો પિતા હતો એમ આપણે માનીશું" એવો સિદ્ધાન્ત ઠઠાડે છે. પણ નડીઆદના અવિચળનો પિતા પંડ્યા વિષ્ણુજી એ જ ખંભાતનો વિષ્ણુદાસ એમ કહેવાનો સબળ આધાર તેઓ આપી શકતા નથી. ન હોય એટલે આપે પણ ક્યાંથી ? વળી પ્રભાસપાટણના ભીમ વ્યાસને ખંભાતી વિષ્ણુદાસનો પિતા ઠોકવાના આવેશમાં રા. ભાનુસુખરામ બેધડક ભરડી મારે છે કે "પ્રભાસપાટણ અને ખંભાત સામસામે કાંઠે આવેલાં છે (?), જ્ઞાતિનો વ્યવહાર પણ પરસ્પર ઘણો હશે. (?) કેટલાંક પાટણનાં કુટુંબો આવીને ખંભાત વસ્યાં હશે.(?)" વગેરે. તેમણે આવું ઘણુંએક બારી નાંખ્યું છે. અને તેથી તે સાવ ઉપેક્ષાને યોગ્ય છે.

—**અં. બુ. જાની**

૨૪ તિ-એટલે શ્રી નૃસિંહ વ્યાસને ઘેર-ઘેર જુઓ કડી ૭૩; ઉપસંહાર, પ્રબોધપ્રકાશ.

આમ પોતાને કૃતકૃત્ય લેખતા, તેમ જ તેની વિષ્ણુભક્તિને નિરૂપતી કૃતિઓથી આત્મસંતુષ્ટ સોરઠની વૈષ્ણવ સૃષ્ટિથી સન્માનાતા ભીમનું મન "શ્રી ગોવિંદ તણા ગુણ ગ્રામ ભણતાં" મન પરમ વિશ્રામ પામ્યું. અને 'ભવદોષ' વિરામતાં, તેના આર્દ્ર અને આર્ત અંતરમાં 'ક્ષમા, દયા, પ્રાપતિ, સંતોષ' જામ્યાં, અને તેને 'સકલ શાસ્ત્રસિદ્ધાન્તના અધ્યયનનો અંતે 'વેદાન્ત ઉપરિ અધિક પ્રેમ પ્રકટયો' અને આત્મસાક્ષાત્કાર પણ કર્યો.[૨૫]

ભીમે ઉપરનાં વચનોમાં જે વિપ્રની દયા, અનુગ્રહ અને આશિષનો ઉલ્લેખ કર્યો છે, તે વિપ્ર પુરુષોત્તમ છે; તેના પિતા નરસિંહ વ્યાસ વિદ્વાન હશે, પણ તેને વિદ્યાપ્રાપ્તિ પુરૂષોત્તમથી થયાનું સમજાય છે. પછી કદાચ તેનું અપર નામ પુરૂષોત્તમ હોય વા પ્રકારાન્તરે ભીમે પુરૂષોત્તમથી ઉદ્દેશ્યું પણ હોય. હરિલીલામાં તો આયુઃકામી ભીમે 'વિપ્ર' બ્રાહ્મણ' એમ માત્ર મભ્ભમ જણાવી કદાચ 'ગુરુનું નામ ન લેવાનો' શાસ્ત્રવિહિત નિયમ પાળ્યો, પણ વેદાન્ત તત્ત્વનો જ્ઞાતા થતાં એવા પ્રાકૃત વિધિ-નિયમથી પર થતાં "પ્રબોધપ્રકાશ"ના મંગલમાં નામ સાથે તે ગુરુને નમન કરે છે: "पुरूषोत्तममानम्य विप्रं वेदान्तपारगम्' તેમ તેના અંતમાં પણ સાભાર કહે છે: "શ્રી પુરુષોત્તમ તણા પ્રસાદ કીધુ એહ કથા અનુવાદ[૨૬]" આથી સ્પષ્ટ થાય છે કે નરસિંહ વ્યાસના પુત્ર

---

૨૫ જુઓ 'પ્રબોધપ્રકાશ'નો ઉપસંહાર:

એ માંહિ નિજ આતમ બોધ, જીપીજઈ મદમતસર ક્રોધ.
લોભ વિરામિ, કામમતિ જાઇ, વિષ્ણુભગતિબોધ મહિમાઈ,
ષટ્દર્શન જાણિજિ ભેદ મહામોહનું ઉચ્છેદ. ૭૬
શ્રી ગોવિંદ તણા ગુણગ્રામ ભણતાં પામિ મનિ વિશ્રામ,
સાંભળતાં જાઇ ભવદોષ, ક્ષમા, દયા, પ્રાપતિ, સંતોષ. ૭૭
વિચાર કરંતાં શ્રી ભગવાન્ આવિ હૈઇ નિશ્ચલ ધ્યાન. ૭૮

૨૬ જુઓ: ષષ્ઠ પ્રકાશ, કડી ૭૯ મી.

ભીમે વેદાન્તપારગ પુરુષોત્તમ પાસે શાસ્ત્રાભ્યાસ કર્યો, ભક્તિયોગ સાધ્યો અને તેના બળે વિષ્ણુભક્તિનો ઉદય હૃદયમાં કરી લીધો અને પોતે તરી કુળની ઇકોતેર પેઢી તારી.[૨૭]

વળી "પ્રબોધપ્રકાશ"ના મંગલમાં 'श्री नृसिंहप्रसादेन'[૨૮] એમ ભીમ કહે છે. આથી 'નૃસિંહલક્ષ્મી'ની ઉપાસના ભીમના સમયમાં પ્રચલિત હતી, અને ભીમ તેમ તેના ગુરૂ પુરૂષોત્તમ નૃસિંહલક્ષ્મીના ઉપાસક હતા, એ લક્ષિત હોય; તેમ એ પદથી કદાચ "વિષ્ણુભક્તિ-ચંદ્રોદય" નામના, સોળ કળાવાળા, વિષ્ણુપૂજાભક્તિના વિધિઓ આદિ નિરૂપણ કરનારા, પ્રાચીન ગ્રંથના કર્તા નૃસિંહારણ્ય મુનિ પણ સૂચિત હોય કે જેઓ વેદ–વેદાન્તપારંગત અને પરમતત્ત્વવિદ્ હતા, અને સોરઠમાં સારૂં સન્માન પામેલા હતા[૨૯] એમ કહેવાય છે.

---

૨૭ આ પુરૂષોત્તમ વિપ્ર કોણ તે જાણવાનું કોઈ સાધન નથી, એટલે તે સંબંધમાં અહીં જ અટકવું જોઈશે.

૨૮ નારાયણ દેવને પહેલા સ્મરી, ગુરુ પુરુષોત્તમને વંદન કરીને પછી 'નૃસિંહપ્રસાદ વડે' એવો બીજા શ્લોકમાં ઉલ્લેખ કવિએ કર્યો છે, એ મુદ્દો પણ ખાસ વિચારણીય છે.

૨૯ 'વિષ્ણુભક્તિ ચંદ્રોદય'નો હસ્તલિખિત ગ્રંથ ભાંડારકર ઈન્સ્ટીટ્યુટ (પુના)માંથી ખાસ મંગાવી મેં જોયો છે. તેની નોંધો અહીં આપી વિસ્તાર વધારવો યોગ્ય નથી. તેનાં સોળ પ્રકરણ છે, જેને તેના રચયિતા કલા નામ આપે છે. આરંભમાં નૃસિંહારણ્ય મુનિ વિષ્ણુ એક કલાત્મા હોઈ સોળ કળાઓમાં વિકસ્યા હોવાનું વર્ણવે છે. અને संसारानलनिर्विण्णे मनीषी स्वार्थसिद्धये दुर्जन्मांधकारविध्वंसिनं श्री विष्णुभक्तियन्द्रोदयं રચ્યો છે એમ કહે છે.

તેની ઈતિશ્રી : इतिश्री नृसिंहारण्यमुनिविरचिते श्री विष्णुभक्ति-चन्द्रोदये षोडश कला प्रकरणं समाप्तं । समाप्तश्चायं विष्णुभक्तिचन्द्रोदयः ग्रन्थसंख्या ४५०० ॥ संवत् १४६९ वर्षे फालगुन शुदि १२ रवावद्येह घोघा वेलाकुले महामलिक श्री उसमानं तथा राउल श्री सारंग देवपंच-कुल प्रतिपत्तौ ॥

ભીમ કવિની ઓળખ, ખ્યાતિ અને ગુણલક્ષણ વિષે આટલાં આંતર પ્રમાણો મળે છે. તે સન્નિષ્ટ વિષ્ણુભક્ત, પિતૃભક્ત, અને ગુરૂભક્ત હતો. સંસ્કૃત સાહિત્ય, તત્ત્વવિદ્યા અને ધર્મજ્ઞાનથી સંપન્ન હતો. તેનું વાંચન વિશાળ તેમ વિવિધ હતું. માતૃભાષા ગુજરાતીમાં કાવ્ય-ગ્રંથો રચવાની તેની ઉર્મિ ઊંડી અને અભિમાનવંતી, તેમ પોતાના ભાવુક વાચકબંધુઓની ઐહિક અને પારલૌકિક ગતિને સુધારવાના પરમ આશયવાળી હતી. તે સંપ્રદાયજડ વૈષ્ણવ ન હતો. શિવ અને વિષ્ણુ પ્રત્યે ઊંડો પૂજ્યભાવ તેને હતો. તેના વેદાન્તસિદ્ધાન્તનો ઝોક કેવલાદ્વૈત તરફ ઢળેલો હતો. તેનો 'પ્રબોધપ્રકાશ' આની સાક્ષી પૂરે છે. તે હંસવૃત્તિવાળો વિદ્વાન્ હતો, એ પણ તેના ગ્રંથોથી સમજાય છે. આવા સમર્થ વિદ્વાને અનેક ગ્રંથો લખ્યા હોવા સંભવે છે.

**ભીમની કાવ્યકૃતિઓ**

છતાં તેની માત્ર બે જ સળંગ કૃતિઓ મળી છે: એક તો પ્રસ્તુત હરિલીલા ષોડશકલા, અને બીજો પ્રબોધપ્રકાશ. બન્ને વિષ્ણુભક્તિનું પ્રતિપાદન કરનારા સદ્ગ્રંથ છે. પ્રાચીન ગુજરાતી સાહિત્ય અને ભાષાના વિકાસની દૃષ્ટિએ પણ તે ઉંચી કોટિના છે.[૩૦]

---

૩૦. ભીમ કવિની કવિતા છપાયા અગાઉ તેની 'હરિલીલા ષોડશકલા'નો હસ્તલિખિત પ્રતિ ઉપરથી સ્વ. સાક્ષરશ્રી હરિલાલ હર્ષદરાય ધ્રુવ (સને ૧૮૮૯, પ્રાચીન ગૂર્જરાતી સાહિત્યમાલાનું રત્ન પહેલું, ઈંગ્રેજી લેખોનું પરિશિષ્ટ, પાનું ૧૦ મું ) ઉડતી નજરે આ ગ્રંથના ગુણ લક્ષણ વિષે જણાવે છે :

"Of all these four writers of the fifteenth century, *Padmanabh* and *Bhima* are *the most interesting* to the students of the History and philology of the Gujarati Language. It was the latter poet and his poem (**હરિલીલા**) which is not remarkable (?) for its beauty, but which is rich in the new strata of Gujarati and its evolution that first opened to me a vista of new research."

આ ઉપરાંત ભીમે હરિવંશનો અનુવાદ કર્યાનું તેમ શંકરની ઉપાસનાનાં પદો લખ્યાનું સ્વ. ઇચ્છારામભાઈ પોતાને મળેલી માહિતીને આધારે સને ૧૮૮૭ ના 'આર્યજ્ઞાનવર્ધક'માં કહે છે. આ પાકે પાયે સંભવિત લાગે છે ખરૂં. કારણ ભીમ કવિ જો કે ઉત્તરાવસ્થામાં આરૂઢ ભાગવત વિષ્ણુભક્ત હતો, એની ના નહીં, પણ તે ભેદાભેદવાળો શૈવમત–વિરોધી તો ન હતો જ. કુલધર્મ અનુસાર તે મૂળે સ્માર્ત હોવો જોઇએ. બ્રાહ્મણો મુખ્યત્વે સ્માર્ત શૈવ હતા, હોય છે, છતાં પંચાયતનદેવપૂજન કરવાના આગ્રહી વતી હોઇને વિષ્ણુના ઉપાસક પણ હોય છે જ. શ્રી નરસિંહ મહેતાની મૂળ શિવભક્તિ હતી તે જેમ વિષ્ણુભકિતમાં પરિણમી તેમ ભીમની પણ વિષ્ણુભકિત જામી હોવી જોઇએ. તેના ગ્રંથથી જણાય છે તેમ ભીમને વિષ્ણુ પ્રત્યે જેવી ઊંડી પ્રીતિ હતી તેવી જ શિવ પ્રત્યે પણ ઊંડી અનુરક્તિ હતી. આ હકીકત તેના જ "પ્રબોધપ્રકાશ"ની નીચેની પંક્તિઓ સિદ્ધ કરે છે:

> શંકર કરુણાકર તણું પ્રણમીજઈ પદ દ્વંદ,
> યેહની અનુકંપા થિકિ પ્રાપતિ પરમાનંદ. ૯
> અમૃત ઉદરિ અમર તણી તુહઈ તેહ મરંત,
> કંઠિ હાલાહલ વિષ વસિ, જય જય જેહ જીવંત. ૧૦
> ત્રીજા લોચનનિ મિસિં લલાટિ પાવક રૂપ,
> પરમ તેજ પરકટ કરયૂં, જાણિ જ્યોતિ સ્વરૂપ. ૧૧
> (પ્રથમ પ્રકાશ)

વળી તેમ શિવજીની અર્ધાંગના ઉમિયા પ્રત્યે પણ તેની ઊંડી અનુરકિત હતી; જેની પ્રતીતિ નીચેની પંકિતઓ કરાવે છે:

> જય જય જય જગદીશ્વરી ઉમયા ઉજ્જવલ અંગ,
> આદિશક્તિ અંતરિ રહી, આલિંગી શિવલિંગ.
> અંતરિ મારગિ નિયમતાં, નાડી સુક્ષિમ તન્ન
> બ્રહ્મરંધ્ર ગુરુમુખિ કરી, જાણઈ યોગી જન્ન. ૧૩–૧૪
> (પ્રથમ પ્રકાશ)

આથી જેમ ભીમે શંકરોપાસનાનાં પદો રચ્યાં હોવાં જોઇએ, એવું અનુમાન થાય છે. તેમ આ ઉપરાંત વિષ્ણુભક્તિનાં છૂટક

પદો પણ રચ્યાં હોવાં જોઈએ. હરિલીલામાં જે કાંઈ છૂટક રાગબદ્ધ સુરીલાં ભાવવાહી પદો છે તે આ અર્થાપત્તિને ટેકવે છે. તે સંગીત-શાસ્ત્રનો અને તાલનાદ શાસ્ત્રનો વેત્તા હતો, એમ હરિલીલામાંના ઉલ્લેખથી તેમ સંગીતમય પદોથી સિદ્ધ થાય છે. જૂના હસ્તલિખિત ગ્રંથોમાં જૂની ગુજરાતીમાં ભીમનાં ('ભીમ ચઈ સ્વામી' એવા ઉલ્લેખ-વાળાં) અનેક ભાવવાહી પદો મળે છે, અને તે આ ભીમનાં હોવાં ઘટે છે, એમ કેટલાંક પદોના ભાવ અને શબ્દરચનાથી સમજાય છે. પરંતુ પદાવલિઓમાં માત્ર નામ સિવાય તેના કર્તાની અન્ય ઓળખનાં બીજાં કોઈ સૂચનો હોતાં નથી, તેમ લિપિસંવત નથી હોતો, એટલે સંભવ ઉપર ટેકવવું પડે છે.

વળી 'રસિકગીતા' વા 'ભીમગીતા' નામનો ગ્રંથ કેટલાક આ ભીમ કવિનો હોવાનું કહે છે. પણ તે તેની જૂની હસ્તલિખિત પ્રતિના અભાવે ચોક્કસ કહી શકાતું નથી.

**રસિક ગીતા વા ભીમ ગીતા**

બૃ. કા. દો. ભાગ ૭ મામાં (પાને ૬૯૬-૭૦૧ મે) તે પ્રકટ થયું છે, અને તે ઉપરથી જણાય તેમ છે કે એનો કર્તા વલ્લભસંપ્રદાયી વૈષ્ણવ અને શ્રી વિઠ્ઠલનાથજીનો સેવક છે. આ ઘણીજ શંકા પડતી વાત છે; કારણ કદાચ તેમાં પાછળથી કોઇએ એવા અર્થ અને ભાવવાળી પંક્તિઓ ઘુસાડી હોય તો કહેવાય નહીં. રસિકગીતા-નો વિષય, વર્ણનપદ્ધતિ અને ભાષાપ્રવાહ તેમ જૂની ભાષાના તેમાં જળવાઈ રહેલા કેટલાક સંસ્કારથી ભીમ તેનો કર્તા હોવાનો સંભવ વિશેષ છે.[31]

---

૩૧. સ્વ. ઇચ્છારામભાઇએ ભીમની આ ગીતાની ત્રણ પ્રતિઓ જોઈ તે વિષે જે ઉલ્લેખ કર્યો છે તે આ, અહીં નોંધેલા સંભવને વિશેષે કરીને ટકવે છે. તેમને મળેલી ત્રણ પ્રતિઓમાં એક સૌથી વધુ જૂની સં. ૧૮૩૦ ના ભાદરવા સુદ ૯ ને વાર બુધની છે; જે પ્રાચીન સાહિત્યશોધક મહેતાજી છગનલાલ વિદ્યા-રામ રાવળની છે. એ પ્રતિમાં આ પ્રકટ રસિક ગીતાની કડીઓ ૧૨૨ થી ૧૩૧ નથી. આ કડીઓમાં (કવિવચનમાં ટાંકેલી) શ્રીમદ્‌વલ્લભાચાર્યજી અને શ્રી વિઠ્ઠલેશ પ્રત્યેની ભક્તિનો ઉલ્લેખ છે. એટલે અનુમાન થઈ શકે છે કે

કવિ ભીમ સંસ્કૃત સાહિત્ય અને ઉપનિષદ્‌વિદ્યામાં પારંગત હતો. તે પોતે સંસ્કૃત શ્લોકો રચતો હતો. યોગ અને અધ્યાત્મવિદ્યા, (સ્કંદ અને વિષ્ણુ મુખ્યત્વે) પુરાણો અને વેદાન્ત ગ્રંથોનો પાકો અભ્યાસી હતો. તેણે "પ્રબોધપ્રકાશ" અને "હરિલીલા"માં યત્રતત્ર ટાંકેલા શ્લોકો, અને કવિતાબંધમાં પ્રસંગપરત્વે તેના વણી લીધેલા ભાવો તેમ યોગવાસિષ્ઠ, ભગવદ્‌ગીતા, પુરાણાદિના સિદ્ધાન્તોના કરેલા માર્મિક ઉલ્લેખોથી આવી વસ્તુસ્થિતિ સિદ્ધ થાય છે. ભાગવતનો તો તે ઊંડો રસિયો છે જ. તેને ભાગવત હસ્તામલકવત્ સાધ્ય છે; જીભને ટેરવે, કલમને અગ્રે એ ટપકો રમી જ રહ્યું હોય, એમ સ્પષ્ટ તરવરી આવે છે. બોપદેવ જેવા નિપુણ મર્મજ્ઞ સાહિત્યકારના 'હરિલીલા-વિવેકનો તે આધાર લે છે, એ જ તેના વિશાળ જ્ઞાનની પ્રતીતિ કરાવવા માટે બસ છે. વળી તે વાદપ્રતિવાદના યુક્તિઓથી પણ વાકેફ છે. તેમ ભ્રમરની પેઠે રસમર્મ ગ્રહી સંચિત કરવામાં પાકો પાવરધો પણ છે. આટલું છતાં તે નિરભિમાની છે. बोद्धारो मत्सरग्रस्ताः એ ઉક્તિને ખોટી પાડે છે. વિવેક ખાતર તે નિરભિમાનપણું દાખવતો નથી, પણ સાચા વૈષ્ણવને સહજ યે નિરભિમાનપણું છે.

હરિલીલામાં તેણે એક સિદ્ધહસ્ત રચયિતાર કવિની કુશળતા, અગાધ વિષયને, ૧૮,૦૦૦ શ્લોકના પૂરવાળા ભાગવતની વસ્તુને

---

સંવત ૧૮૩૦ પછીની પ્રતિઓમાં કોઈ વાલ્લભી વૈષ્ણવે એ કડીઓ ઉમેરી હોવી જોઇએ. આટલી ઘુસાડેલી કડીઓ સિવાયના આ ગીતાના કોઈ ભાગમાં કવિને ખાસ વલ્લભસંપ્રદાયનો જ ગણવો પડે એવા ખાસ ઉલ્લેખો નથી. મહેતાજીવાળી, તેમ સ્વ. તનસુખરામભાઈવાળી પ્રતિ જોવાનો અવકાશ મને મળ્યો નથી. એટલે તેમાં જૂની ભાષાના સંસ્કારો કેવા સચવાયા છે તે જાણવાનો અવકાશ મળ્યો નથી. સ્વ૦ ઇચ્છારામભાઇનો ધાટિ પ્રાચીન કૃતિઓ છાપતાં તેમાંના જૂની ભાષાના સંસ્કારો બદલવાની હતી, તેમ પાઠાંતરો નોંધવાની કડાકૂટમાં તેઓ પડતા નહતા. રા. મહેતાજીની પ્રતિ મારા અનુમાનને ટેકવી, ભીમને, હરિલીલાષોડશકલાવાળા ભીમને આ ગીતાનો કર્તા માનવા મને પ્રેરે છે. **અં. બુ. જાની.**

રસપ્રવાહ, ભાવ અને રહસ્ય સાચવીને સંક્ષેપમાં ઉતારવાની કલા અને સાવધતા દાખવી છે. કૂટ અને દુર્ઘટ, શુષ્ક તત્ત્વજ્ઞાનના અરણ્યમાં વ્યવહારિયા વૈષ્ણવ વાચકગણને ન અટવાવતાં સંક્ષેપમાં તેનો અલ્પ-જલ્પ પ્રસંગ પૂરતો પરિચય કરાવી, ખરી ખબરદારી અને ખૂબીથી રસભર વિષયમાં તરબોળ કરે છે, સમગ્ર વસ્તુનો વિહંગમદૃષ્ટિથી પૂરો પરિચય કરાવે છે. એટલું જ નહીં પણ 'પ્રબોધચન્દ્રોદય' નાટકનું વસ્તુ અને સંકલના અતિ ગહન અને અટપટાં છે, છતાં મુમુક્ષુ વાચકને એ ડુંગરાળ અને ગાઢ ઝાડીવાળા પ્રદેશમાંથી વગર ઠોકર ખવડાવ્યે આસાનીથી કેડીએ કેડીએ ચલાવી, એકતાર કરી, વિષ્ણુભક્તિના, ચન્દ્રકળાથી આહ્લાદક થયલા, ગિરિશૃંગે ક્ષેમકુશળ પુગાડે છે. આવા ગહનતમ વિષય, કલા અને ભાષા ઉપરનું તેનું પ્રભુત્વ હોવા છતાં, પ્રખર અભ્યાસી અને તત્ત્વવિદ્ હોવા છતાં પોતે તો માત્ર તેના એક 'માસા' જેટલો જ પરિચય કરાવી શક્યાનું કહે છે, અને તેટલાનોય યશ તે પોતાને પ્રેરણા આપનારા કવિજનોને આપે છે. તે કહે છે:

**સિદ્ધહસ્ત કવિ**

તેણઇ જલિ શ્રીસહ પદમિની સોલ સહસ્ર ઝીલઇ કામિની<br>
પૂરવ પૂન તણા કહૂં સંચ, ભરરોસ મસા માત્ર એક ચંચ. ૪૧

આગઈ અનેક કવિજન હૂઆ, તિણઈ પ્રબંધ બાંધા જૂજૂઆ;<br>
તેહ કથાનાં લેઇસ રૂપ, માંડિસ સરોવર જમલુ કૂપ. ૪૨

કવિજન કોય મ ધરસ્યો રોષ, દેખી કનક જમલિ જલકોસ.<br>
કરૂં વીનતી બિહુ કર જોડિ, ભૂલા ભણી મ દેસો ખોડિ. ૪૩

ભગતિભાવ આણિ મન માંહી, ગાઇસિ ગોવ્યંદ ભોલઈ ભાવિ,<br>
જાણૂં નહી અધિક કરી ખેપ. કરેશિ કથા માત્ર સંક્ષેપ. ૫૬

કૃષ્ણ તણા ગુણ અછઇ અનેકિ, તેહ તણુ કિમ કરૂં વિવેક,<br>
થોડુ થોડુ લેઇસ સાર, જમ મધુકર કરઈ આહાર. ૫૭

(હરિલીલા કલા ૧લી)

ભીમની કાવ્યપ્રવૃત્તિ તેના કાળના કવિઓની પેઠે પરમાર્થવૃત્તિથી વિશેષે પ્રેરાઈ છે. તેનો વ્યવહાર–અભ્યુદય સમૃદ્ધ થયો હતો કે કેમ, એ જાણવાનું કોઈ સાધન નથી. પરંતુ તેણે આત્મશ્રેય તો સાધ્યું છે;અને તે સાધવા સાથે પોતાના શ્રદ્ધાળુ વૈષ્ણવ શ્રોતાઓને તેમનું શ્રેય સાધવાનો માર્ગ દાખવ્યો છે. કવિનિમિત સંદેશ તેણે પાર ઉતાર્યો છે. પોતે સંસ્કૃત ભાષાનો પારગત વિદ્વાન્ હતો, પણ પામર જનતાને એ ભાષામાં લખાયલાં ઊંડાં રહસ્યનો પરિચય કરાવવાને તેણે ગુજરાતીમાં બે મહાન્ પ્રબંધો યોજ્યા. આથી તેની ભાષાભક્તિ અને શ્રદ્ધાળુ જનતાની કલ્યાણસિદ્ધિની વૃત્તિ કેવી અને કેટલી ઉત્કટ હતી તે જણાય છે. સંસ્કૃતને બદલે ગુર્જરી ભાષામાં પ્રબંધ રચવાનું કારણ તે આમ નિરૂપે છેઃ

**પરમાર્થવૃત્તિ અને કાવ્યપ્રવૃત્તિ**

> संस्कृते हि सुदुर्बोधं प्राकृते हि विशेषतः ।
> वासुदेवपरत्वेन भाषया किंचिदुच्यते ॥ ६ ॥

> ભાષાનૂં કારણ નહીં, કારણ અર્થવિશેષ
>
> × × ×
>
> અર્થવિશેષો કવચં ભાષા જિ હૂઇ સા હૂઈ
> તજ્જઈ જઈ દોષસમૂહં અજ્જ઼ ઉત્તમ પિંગલં ભણ્યમ્ ॥ ૪

મર્મજ્ઞ વેદાન્તી અખા ભક્તે પણ આવો જ પડઘો આબાદ પાડતાં કહ્યું છેઃ

> ભાષાને શૂં વળગે ભૂર, જે રણમાં જિતે તે શૂર.
> સંસ્કૃત બોલે તે શૂં થયૂં ? કંઈ પ્રાકૃતમાંથી નાશા ગયૂં ?
> બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણ્યે પાર.
> સંસ્કૃત પ્રાકૃત જે વડે ભણે, જિમ કાષ્ટ વિષે રહ્યો, ભાથાકણે;
> તે છોડયા વોણો નાવે અર્થ, તેમ પ્રાકૃત વિના સંસ્કૃત તે વ્યર્થ.
> બાંધાં દામ વેપારી લખે, અખા વાજ નો'યે છૂટયા પખે.
>
> ( ભાષાઅંગ, ૨૪૬–૭, બૃ. કા. દો. ભા. ૧ )

પ્રાકૃત જનોને તેમની પ્રાકૃત વાણીમાં બોધ આપ્યો હોય તો જેમ ભાષા-વાણીની સાર્થકતા છે તેમ એ તત્ત્વજ્ઞાનનો જનબોધનો હેતુ પણ ત્યારે જ સરે છે. ભીમ કવિ આ હેતુથી પ્રાકૃત વાણીનો અંગિકાર કરે છે; અને આવી અને વિશેષમાં પોતે આદરેલી કાવ્યપ્રવૃત્તિનો વિશિષ્ટ ઉદ્દેશ પણ સ્પષ્ટ રીતે "પ્રબોધ પ્રકાશ"માં આમ વર્ણવે છેઃ

મુગતિ મૂલ એ શાન્ત રસ નવ રસની ધૂરી યેહ
મોક્ષપણિ તિણ કારણિ બોલિશિ મહિમા એહ. ૧૬

આગલિ નાટક બોલિયાં કવિજન બહુ મહિમાય,
વલિ કીશાં કારણિ કરી કીધુ તમોહ ઉપાઈ. ૧૭

વિવેક વિચાર વિસ્તરઇ, ત્યજઇ મહામોહ દંભ,
ભીમ ભણઈ તિણઇ કારણિ એ ગ્રંથ તણુ આરંભ. ૧૮

સાંભલતાં સુખ પામીઈ ભણતાં ભવદુઃખ જાઈ,
એહનુ અર્થ વિચારતાં મતિ અતિ નિર્મળ થાઈ. ૧૯

અહિ નિશિ અવલોકન કરઇ જિહ, એહ પ્રબોધપ્રકાશ,
તિ નર નારાયણ તણૂં પામઇ પદ અવિનાશ. ૨૦

વિચિત્ર પદ પાવન કથા જુ નહિ ગુણ ભગવાન,
તુ નિરસ, સોહઈ નહિ, ઘૃત વિણુ જિમ ભોજન. ૨૧

અબદ્ધપદ પાવન કથા યેહ હરિગુણ ગાયંતિ,
ગંગા ભિલઈ યે વાહુલા હરશિરિ જાઇ ઢલંતી. ૨૨

કલિમલક્ષાલન, ભયહરણ ચતુર્ભુજ તણાં ચરિત્ર
કરિશિ કથા તિણઇ કારણિ, વાણી હુઇ પવિત્ર. ૨૩

જપ, તપ, તીરથ, વ્રત કરયાં, વાપી, કૂપ, આરામ,
યાગ, દાન, વિદ્યા, વિભવ યે મુખિ શ્રી હરિનામ. ૨૪

( પ્રથમ પ્રકાશ )

વળી કંઈક વિશદતાથી હરિલીલામાં તે કહે છેઃ

ગ્યાનસાગર ભાગવત મઝારિ ભગતિ, વિરાગ, વિવેક, વિચાર.
બ્રહ્મવિદ્યા નઈ આતમયોય, વલિ વિશેષઇ શાસ્ત્રપ્રયોગ. ૯૮

તિણિ કારણિ શૂદ્ર નઈ નારિ કઠિન ગ્રંથ ન લહિ વિચાર,
પ્રાકૃત અર્થ જાણેવા સહી, ભણઇ ભીમ કીધી ચૂપઇ. ૯૯
કરિસ કથા એહ સમરથ, માંહિ મૂકિસિ પરમારથ,
અલ્પમતિ નહિ જાણઇ કોઈ, જાણુ હસઇ તે લેસઈ જોઇ. ૧૦૦

× × ×

કાષ્ટિ હુતાશન, પુષ્પિ વાસ, તિમ એહ મધિ પ્રબોધપ્રકાશ. ૧૦૪
વૈષ્ણવનૂં જીવન એ કથા પ્રાણધારી નઇ પ્રાણ જ યથા,
કલિમલ હરઇ, કરઇ નિર્દોષ, આપઇ ધર્મ, અર્થ, કામ, મોક્ષ. ૧૦૫
મેધા પ્રજ્ઞા ટીકા સહી, એહ કથા પ્રીછાઈ નહિ;
વિષ્ણુભગત નર હુસિ જેહ, સમ્યક્ અર્થ જાણિસઇ તેહ ૧૦૬

આવા ઉદાત્ત હેતુથી ભીમે 'પ્રબોધપ્રકાશ' તેમ 'હરિલીલા' ગ્રંથ રચ્યો છે. શ્રીમદ્ ભાગવતના ૧૨ સ્કંધ છે,

**હરિલીલા–ભાગવત-તાત્પર્ય**

અધ્યાય ૩૩૨ છે,[૩૨] અને શ્લોકપૂર ૧૮,૦૦૦ છે. ભાગવત મહા કઠિન ગ્રંથ લેખાય છે. विद्यावतां भागवते परीक्षा એ ઉક્તિ પ્રસિદ્ધ છે. આવા ગ્રંથનો સુરસ, અર્થગમ્ય સંક્ષેપ કવિએ કર્યો છે. દક્ષિણના રાજપુત યાદવ રાજા રામદેવના સમયમાં થઈ ગયલા પ્રધાન પંડિત હેમાદ્રિનો આશ્રિત પંડિત બોપદેવ હતો. તેણે જેમ ક્ષેમેન્દ્રે મહાભારત-મંજરી મહાભારતના સારરૂપ રચી, તેમ પંડિત બોપદેવે તેનાથી કંઇક જૂદે સ્વરૂપે, સૂત્રબદ્ધ વાણીમાં આ ભાગવતમંજરી, એટલે ભાગવતાનુક્રમણિ વા હરિલીલા રચી. ઉપરાંત 'મુક્તાફલ' નામનો ભાગવતસારરૂપ, મોતી સમાન મૂલ્યવાન હજાર શ્લોકોનો સંગ્રહ પણ તેણે રચ્યો છે. 'પરમહંસપ્રિયા' નામની ભાગવતની ટીકા પણ તેણે રચી છે. ભીમે શુકામૃતરૂપ ભાગવતનો મુક્તિદાયી રસ મુમુક્ષુ વૈષ્ણવો અને રસિક વૈષ્ણવતર સૃષ્ટિને પાવાને પં. બોપદેવના આ 'હરિલીલાવિવેક'ના પ્રસંગો, મુખ્યત્વે બિન્દુઓ લેઈ લેઈ શ્રીમદ્-

૩૨ જુઓ આ મુદ્દા વિષેની હકીગત માટે પાન ૧૩૪–૫

ભાગવતમાંથી એ પ્રસંગોનો રસભર નિસ્તાર તારવ્યો છે. ગુજરાતમાં તે કાલે ભાગવત ભાવુક જનતાને કંઠમણિ જેવો હતો. તેના કાળના કવિઓએ તેના વિવિધ સ્વરૂપમાં સારોદ્ધાર આલેખ્યા છે. ભીમ પણ એ સહુથી અનોખા સ્વરૂપમાં 'હરિલીલા' નિર્મે છે. પં. બોપદેવના 'હરિલીલાવિવેક'ના શ્લોક ૧૭૮ છે. જ્યારે આ ભીમની હરિલીલાનું પૂર '૧૨૫૨' કડીનું છે.[33] 'હરિલીલાવિવેક' પંડિતોને ગમ્ય છે, ત્યારે 'હરિલીલા' પ્રાકૃત જનોને સુગમ છે. હરિલીલા કીયા ધોરણે પોતે રચી છે, તે ભીમ પોતે જ આમ નિર્દેશે છેઃ

સંક્ષેપઈ શ્રી ભાગવત કહ્યો ત્રિવિધ મહિમાય

× × × ×

પ્રથમઈ ગ્રંથ સકળ તણુ ઉત્તમ મતિ અપાર
અરથ યુગતિસૂં એહનુ બોલીસ એકિ વાર. ૮

ભગતિ વિરાગઈ પરિવસઈ તાતપર્ય નિરવાણિ,
દશ વિધઈ લીલા વિષ્ણુની બોલિશિ એહ પુરાણ. ૯

પછિ અનુક્રમિ કરી લીલા તણુ વિચાર,
કહીસ કથા તે વિસ્તરી દ્વાદશ સ્કંધ તે સાર. ૧૦

× × × ×

હવઈ અર્થ અધ્યા તણુ પાય પ્રણમી દેવેશ. ૨૮
અખિલ અર્થ એહ જાણૂં નહીં, સમ્યક પરિ સંવાદ
નામ માત્ર ગ્રંથ હ તણી કરિસિ કથા અનુવાદ. ૨૯

( પહેલી કલા )

પ્રથમ પ્રકરણવાર,[34] પછી ભગવાનની ભાગવતપ્રસિદ્ધ દશ વિધ લીલાનું તાત્પર્ય પ્રત્યેક સ્કંધવાર, અને તે પછી છૂટક વસ્તુનિદર્શન

---

૩૩ જુઓઃ "સરવાલઈ રૂપક શોભન, બાર શત ઉપરિ બાવન." ૫૦, હરિલીલાની ફલશ્રુતિ પા. ૨૧૨. ૩૪ શ્રીમદ્‌ભાગવતના સ્કંધો ૧૨, અને પ્રકરણો ૪૩ થાય છે. જૂઓ શ્રી વલ્લભાચાર્યકૃત 'ભાગવતાર્થપ્રકરણ' અને 'સુબોધિની.' ભીમે ૩૨ પ્રકરણ માન્યાં છે; જૂઓ અંતિમ ભાગ.

પ્રત્યેક સ્કંધવાર, એ ધાટિએ કવિએ આખાયે ભાગનો શેલડીની પેઠે પર્વેપર્વ(સ્કંધેસ્કંધ)નો નિચોડ આ ગ્રંથમાં નીચોવ્યો છે. ટૂંકમાં ભાગવતના પવિત્ર ભગવદ્-રસનો અર્ક એ તેની હરિલીલા છે. કવિ કેવળ ભાગવતને સ્પર્શી કરીને અટક્યો નથી, પણ મહાભારત, રામાયણ, યોગવાસિષ્ઠ, વિષ્ણુપુરાણ, નીતિવિદ્યા આદિ અનેક ગ્રંથોમાંનાં વચનોથી પ્રસંગ પરત્વે વર્ણ્ય વસ્તુને રસવા-સંમતિ આપવા પ્રેરાયો છે. સોળ કળામાં ભાગવતના બાર સ્કંધોને અને તેમાં સમાયલી દશવિધ લીલાને તેણે કેમ વહેંચી છે, તે જોવા પૂર્વે બોપદેવના જે 'હરિલીલાવિવેક'ને આધારે કવિએ આ ગ્રંથનો પ્રબંધ બાંધ્યો છે, તેનો પ્રક્રમ જાણવો વિશેષ જરૂરી છે.

બોપદેવે શાસ્ત્ર, સ્કંધ, પ્રકરણ, અધ્યાય, વાક્યાર્થ, પદાર્થ અને અક્ષરાર્થ, એમ સાત રીતે એકવાક્યતા કરનારૂં ભાગવતનું તાત્પર્ય તારવી, તેનો સૂત્રબદ્ધ સાર-સંક્ષેપ કાઢયો છે.[૩૫] સચ્ચિદાનંદ બ્રહ્મનું એક લક્ષણ આનન્દ, અને એ આનન્દનું સ્વરૂપ હરિ તેની લીલા એ ભાગવત, તેમ રસનું આલય, પંચમ વેદરૂપ ભાગવતવૃક્ષ, તેના બાર સ્કંધ અને અધ્યાયો એ શાખા તેનો વિસ્તારવર્ણન શુકદેવે કર્યો છે. પહેલા બે સ્કંધમાં શ્રોતા અને વક્તાનાં લક્ષણો અને શ્રવણવિધિનું નિદર્શન એટલે પ્રસ્તાવ છે. અને ત્રીજાથી બારમા સ્કંધમાં હરિની દશ વિધ[૩૬] લીલા વર્ણવી છે. બોપદેવે બાર સ્કંધના બાર અધ્યાય કર્યા છે; અને કુલ ૧૭૮ અનુ-ષ્ટુપ્ શ્લોકમાં સૂત્રાત્મક નિર્દેશ નિરૂપ્યો છે. વાસ્તવિક રીતે બોપદેવે દરેક અધ્યાયમાં સ્કંધનો પ્રકરણભેદ, તાત્પર્ય અને મુખ્ય મુખ્ય વિષયોના પરિચય દાખવ્યા છે. કથાપ્રસંગો અને તત્ત્વજ્ઞાનનું રહસ્ય નાનાં સૂત્રોમાં સમાવ્યું છે. પોતે જ તેને ભાગવતની રમણીય રૂપે

---

૩૫ शास्त्रे स्कन्धे प्रकरणेऽध्याये वाक्ये पदेऽक्षरे। गुरूपदिष्टो योऽर्थस्तं विमृशन् विष्णुतत्परः ॥ ११ ॥ १२ શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ ભાગવત-ટીકા સુબોધિનીમાં આ રીતિ વિકસાવી સયોજેલી સમન્વય છે.

૩૬ જુઓ: આ જ ગ્રંથની ટીકા; પા. ૨૧૯-૨૨૩.

આલેખેલી અનુક્રમણી એ નામ આપે છે;[૩૭] અને તે સાર્થ છે. પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી મધુસૂદન સરસ્વતી જેવા સમર્થ શાંકર વૈષ્ણવ વિદ્વન્મુકુટમણિએ આ હરિલીલા ઉપર મહત્વભરી રસાત્મક ટીકા કરેલી છે. જેમ એક મંજુલનિનાદિની મેખલામાં મણિઓ ગોઠવાય તેમ સ્કંધ અને અધ્યાયોમાંના ગુરુ વિષયોરૂપી મણિઓથી વિરાજતી હરિલીલારૂપી મેખલા બોપદેવે ગાંઠી શ્રી હરિને સમર્પી છે; ભગવાનની કરૂણાનું પીયૂષ પીપાસુ વૈષ્ણવોને પાયું છે. બોપદેવે ઉપસંહારમાં સૂત્રમાં જ કર્મ, ભક્તિ અને જ્ઞાન એ ત્રણ યોગોના ઉપાસનનું તાત્પર્ય અને તેના કોણ અધિકારી છે, એ નિરૂપી વિષ્ણુભક્તિનું રહસ્ય સ્ફૂટ કર્યું છે.

પ્રસ્તુત હરિલીલાના નિરૂપક ભીમ કવિએ બાર સ્કંધોને સોળ કલા એટલે સોળ પ્રકરણમાં વહેંચ્યાં છે. આ વહેંચણી પં. બોપદેવથી ભિન્ન છે; બોપદેવે તેના બાર અધ્યાયો કર્યા છે. શ્રીનૃસિંહારણ્ય મુનિના તે કાળે પ્રસિદ્ધ ગ્રંથ 'વિષ્ણુભક્તિચન્દ્રોદય' થી પ્રસ્તુત 'સોળકલા' પ્રેરિત હશે. બોપદેવે સૂત્રોમાં વેદાન્ત, યોગ, કર્મ, ભક્તિ અને જ્ઞાન, સાંખ્ય આદિનાં જે જે મહત્ત્વભર્યાં તત્ત્વોના ઉલ્લેખો કર્યા છે તેમ જે અનેક ચરિતો, પ્રસંગોનાં કથનોમાંથી સારરુપ તારણો તારવ્યાં છે, તે તેને ભીમે પોતાની હરિલીલામાં બહુધા ઉતાર્યાં છે એ ખરૂં, પરંતુ તે તે સહુના સ્ફોટો-વિસ્તાર, રસપ્રવાહ, જળવાય, અને શ્રોતાને તે એક સળંગ પ્રબંધના એક અખંડ અંગ રૂપ હોવાનું ભાન રહે, એવી કુશળ રસવતી શૈલીથી ભાગવતમાંના એ મૂળ પ્રસંગોના આધાર લેઇને કર્યાં છે. એટલે કે બોપદેવના 'હરિલીલા-વિવેક'નાં સૂત્રોને ભાગવતરૂપી રમણીય અરણ્યમાં પ્રકાશસ્થાનો તરીકે સ્વીકારીને તે તે સ્થાનોનો પરિચય પણ રસભર રીતે ભાગવતને આધારે કરાવ્યો છે. તેથી જો કે કવિએ બોપદેવના ગ્રંથનો આધાર

---

૩૭ इति भागवतस्यानुक्रमणी रमणीकृता । ૨૫ શ્લો. અ. ૧૨ મો

પોતે લીધો છે એમ ન કહ્યું હોત, તો તેના પ્રખર અભ્યાસી સિવાય અન્ય કોઈ તે જાણી કે કળી શક્યું ન હોત. સામાન્ય રસિક વાચકને તો એ ગ્રંથના પરિચયની અપેક્ષા પણ લાગે તેવું નથી અને ભગવાનના રસામૃતથી ટંકોટંક ભરેલા પાત્ર રૂપ તેની હરિલીલાનું પાન નિરર્ગલ આનંદભેર કરી શકે છે. ભીમને પોતાના કર્તૃત્વનો લેશ લાગ્યો નથી, તેથી આ સદ્‌ગ્રંથને મુખ્યત્વે પં. બોપદેવ અને એવા જ બીજા પ્રાચીન કવિજનોની એકત્રિત વાણી રૂપી અમૃતમય સરવર, અલબત્ત ગહન અને અતિ ઉંડા સરવર(વાવ)ના એક કાંઠે બાંધેલા રસકૂપની ઉપમા આપે છે, અને તેનું પાન મુમુક્ષુ વાચકોને કરાવનારી પોતાની વાણીને 'કનક જમલી જલકોસ' કહે છે. એટલે કે, પોતાની ચામડાના જલકોસ જેવી વાણીને કવિજનોની સોના જેવી વાણીરૂપી કાંહલાથી જડેલી કહે છે; અને પોતાને વિષ્ણુભક્તિરૂપી અગાધ સમુદ્રમાં 'નિમર્જ્જન કરનાર મંદર પર્વત' આગળ 'માત્ર પરમાણુ લેખે છેઃ—

પંડિત બોપદેવ દ્વિજ એક કીધુ હરિલીલાવિવેક,
તિણિ આધારિ મિ કહી કથા, સરોવર જમલુ કૂઉ યથા.
(ફલશ્રુતિ–૧, પા. ૨૨૨)

તેહ કથાનાં લેઈસ રૂપ, માંડિસ સરોવર જમલુ કૂપ,
કવિજન કોઈ મ ધરસ્યો રોષ, દેષી કનક જમલિ જલકોસ. ૪૩

× × ×

અહં બાલક નઈ બાલિ બુદ્ધિ કિહાં ગુણ પુરૂષ પુરાણ,
જિહાં મંદર મર્જ્જન કરઇ, કવણ માત્ર પરમાણ. ૪૭
અહં બાલક નઈ બાલિ બુધિ, કિહાં એ ગ૰હર ગ્રંથ,
કીડી નઈ મુખિ કોહલૂં કહૂં કિણિ પરિ છાજંત. ૪૮
(કલા ૧ લી)

ટુંકમાં ભીમે બોપદેવના હરિલીલાવિવેકના બાર અધ્યાયોનાં સૂત્રોમાં ગ્રથાયલા વિષયો અને પ્રસંગોને પોતાની વિશિષ્ટ રસાળ રીતિએ સોળ કળામાં વહેંચી નાંખ્યાં છે.

સોળકળા રૂપી ભાગવતમંદિરના તે ભક્તિ, વિરાગ, વિવેક અને વિચાર એ ચાર પાયા–ક્રમ–આરોહ કલ્પે છે; ભાગવતના તાત્પર્યને તેમાં નિરૂપેલા 'શાસ્ત્રપ્રયોગ, દર્શનરહસ્ય, બ્રહ્મવિદ્યા અને આતમયોગ' એ વસ્તુવિષયને, આ ચાર પાયા રૂપ ચાર વિભાગમાં વહેંચે છે અને પ્રત્યેકની ચાર ચાર કલા કરે છે. તે પહેલા પાયા–સર્ગ 'ભક્તિ'માં પ્રસ્તાવ, પ્રબંધપ્રયોજન, વસ્તુનિર્દેશ, એટલે કે પહેલો, બીજો અને ત્રીજો સ્કંધ સમાવે છે. બીજા પાયા–વિરાગમાં ચોથો, પાંચમો, છઠ્ઠો અને સાતમો સ્કંધ, એટલે કે વિષ્ણુની સર્ગ, વિસર્ગ, સ્થાન અને પોષણ, એ ચાર લીલા સમાવે છે. ત્રીજા પાયા વિવેકમાં આઠમો, એટલે ઉતિઓ (કર્મવાસના), મન્વન્તરોના ધર્મ, અને ઈશ–પ્રભુની કથા અને નિરોધનો પૂર્વાર્ધ, એમ સાડી ત્રણ લીલા સમાવે છે. ચોથા પાયા વિચારમાં નવમો અને દશમ સ્કંધના પૂર્વાધના બે ભાગ; દશમના પૂર્વાધનો ત્રીજો ભાગ, દશમનો ઉત્તરાર્ધ, અગીયારમો અને બારમો સ્કંધ એટલે કે, નિરોધનો ઉત્તરાર્ધ, મુક્તિ અને આશ્રય એમ અઢી લીલા અને ઉપસંહાર છે; અને ફલશ્રુતિ ગાઈ ગ્રંથસમાપ્તિ કરે છે.

ભીમે આ ચાર પાયા સહેતુક, ભક્તિશાસ્ત્રના તેમ વેદાન્તશાસ્ત્રનાયે સિદ્ધાન્તને અનુસરીને પાડયા છે. સદ્‌વિચાર ઉગ્ર થતાં અને અને દઢતમ થતાં પ્રભુસાક્ષાત્કાર થાય છે.

'ભગતી' એ તેનો પ્રથમ આરોહ, વિરાગ એ બીજો, અને વિવેક એ ત્રીજો અને વિચાર એ ચોથો આરોહ છે.

ઉન્નત, સર્વોચ્ચ, પ્રભુધામ–ગોલોકમાં પહોંચવાના ચાર આરોહો–ચાર આરોહક્રમો નિર્માયલા છે.

પહેલી કલામાં–કવિએ મંગલસ્તવન, ભાગવત અને હરિગાનનો મહિમા, સ્વશક્તિની ન્યૂનતા, બ્રાહ્મણપ્રસાદથી સ્વશક્તિનો ઉગમ અને તેની સિદ્ધિ, એ ક્રમે પ્રસ્તાવ કરી, કથાઆરંભ કર્યો છે. ઉપરાંત તેણે દ્વારકા અને પોતાના ઇષ્ટ દ્વારકાનાથનો મહિમા ગાયો છે, અને ભાગવત-

શ્રવણફલ વર્ણવી, વૈષ્ણવના જીવનધન રૂપી હરિકથા ભક્તિભાવથી આદરી છે.

બીજી કલામાં કવિ ભવસાગરના વહાણ રૂપ કૃષ્ણકથા વર્ણવવાનો પોતાનો હેતુ આલેખી, ભાગવતનો સંક્ષેપ ત્રિવિધ કહેવાનું વિધાન કર્યું છે; (૧) પ્રથમ ગ્રંથનો 'યુગતિ સહ' અર્થ અને ભાગવતનાં ચાર તાત્પર્યઃ 'ભગતિ, વિરાગ, વિવેક અને વિચાર' તેમ બ્રહ્મવિદ્યા અને આતમયોગ તેમ જ તેનું હરિની 'દશાવિધ લીલા'રૂપ વસ્તુનું સૂચન કરી, (૨) બારે સ્કંધના વિષયનું સંક્ષિપ્ત નિરૂપણ કરે છે, અને (૩) પછી અધ્યાયોના અર્થનો સાર તારવે છે; અને પ્રથમ સ્કંધનો સંક્ષેપ આપે છે. કવિએ ત્રીજીથી સોળમી કળા પર્યંત ઉપર જણાવ્યા પ્રમાણે બાકીના સ્કંધોના વિષયોને સમાવ્યા છે.

આ ગ્રંથમાં નિરૂપેલા વેદાન્તતત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તો શાંકર કેવલાદ્વૈતમતના પ્રતિપાદક છે. શ્રી મધુસૂદન સરસ્વતીએ ભક્તિરસાયન નામના મહામૂલા ગ્રંથમાં ગ્રહણ કરેલી પરિપાટી તત્ત્વતઃ આ ગ્રંથમાં દેખાય છે કે જે પં. બોપદેવના હરિલીલાવિવેકમાં એ પરિપાટી પહેલી દેખા દે છે અને ભીમે તેને આ ગ્રંથમાં અનુસ્યૂત કરી છે. આ એમ સ્પષ્ટ સૂચવે છે કે ભીમના સમય પૂર્વે અને તેના કાળમાં કંઈ નહીં તો વિદ્દ્વર્ગમાં અને તેમના વિશાળ ગ્રાહક વૈષ્ણવ શ્રોતૃવર્ગમાં શાંકર કેવલાદ્વૈત મત સંગ્રાહ્ય તેમ સંમાન્ય હતો. નરસિંહ મહેતાના ભક્તિજ્ઞાન નિરૂપણમાં કેવલાદ્વૈતમત પ્રધાનપણે તરવરે છે, તેનું પણ કારણ એ જ છે; અને તેથી જ દ્વારકાની શાંકરપીઠ રૂપી ગિરિશૃંગમાંથી વિષ્ણુભક્તિ રૂપી સરિતા ખળળ ખળળ વહેતી ગુજરાતના રસભાવુક જનતાને રસાર્દ્ર કરી રહી હતી.

ભીમે હરિલીલામાં જે પંડિતના હરિલીલા વિવેકનો આધાર લીધાનું કહ્યું છે, તે બોપદેવ દક્ષિણના દેવગિરિ રાજ્યના, યાદવવંશી રાજા રામદેવ ઊર્ફે રામચન્દ્રનો આશ્રિત હતો. એ રાજાનો

**બોપદેવ અને તેની કૃતિઓ** રાજકાળ ઇ. સ. ૧૨૭૧ થી ૧૩૦૯ હતો. તેણે બ્રાહ્મણોને દાનમાં ગામ દીધાં હતાં, એવી તેની સન્માર્ગપ્રવૃત્તિ હતી. દક્ષિણનો છેલ્લો વૈભવશાળી રાજા રામદેવ હતો. સને ૧૨૯૩ ની આખરમાં અલ્લાઉદ્દીન ખુનીના સેનાપતિ મલેક કાફુરે તેને હરાવી, તેની સંપત્તિ લૂંટી લીધી હતી. વૈષ્ણવ ભક્તિને પુરસ્કારનારા, કૈવલાદ્વૈતવાદી જ્ઞાનદેવનો પણ આ કાળ. પંઢરપુરના શ્રી વિઠ્ઠલનાથજીની ભક્તિનો પણ આ કાળ. રામદેવના પિતા યાદવરાજ મહાદેવે ઈ. સ. ૧૨૬૦ માં ગુજરાત ઉપર ચઢાઈ કરી, વિશળદેવ વાઘેલાને હરાવ્યો હતો. તેનો પ્રધાન પંડિત હેમાદ્રિ હતો. તે કાળ પછીથી એ હેમાદ્રિનો ચતુર્વર્ગચિંતામણિ (દાનખંડ, તીર્થખંડ, વ્રતખંડ અને મોક્ષખંડ એ ચાર ભાગવાળો) ગ્રંથ ગુજરાતના વિદ્વાનોમાં અને નાગરોમાં તો ખાસ સંમાન પામ્યો હતો. 'એ હેમાડપંત' કહેવાતો, તે ઉપરથી ગુજરાતમાં હેમાડપંથ' એ નામે હેમાદ્રિની કર્મપ્રણાલિ જૂના કાળથી પ્રચલિત છે.[૩૮] એ હેમાદ્રિનો સ્નાનશુદ્ધિનો અને પ્રાયશ્ચિત્તનો પ્રયોગ હજી નાગરોમાં ચિવ્વટથી ટકી રહ્યો છે. આ મંત્રી હેમાદ્રિને સંતુષ્ટ કરવાને તેના આશ્રિત પંડિત બોપદેવે હરિલીલાવિવેક લખ્યો હતો, એમ પ. પ. સ્વામી મધુસૂદન સરસ્વતીએ કહ્યું છે.[૩૯] તેનો હરિલીલા રચવાનો હેતુ આનન્દરૂપ હરિની લીલા, જે ભાગવતરૂપી વેદવૃક્ષની દ્વિજોથી સેવાયલી બારશાખાઓ(સ્કંધ)માં અંકિત થયલી છે તેનો વર્ણવ કરવાનો છે. જેઓ તત્ત્વમાં તત્ત્વબુદ્ધિ ધરાવતા હોય તેમને જ આ ગ્રંથ આનન્દ અનુભવાવે છે, પણ તત્ત્વમાં અતત્ત્વબુદ્ધિ ધરાવનારાઓને

---

૩૮ विष्णुप्रीत्यै चतुवर्गचिन्तामण्यामजीगणत् । भेदान् व्रतानां दानानां तीर्थाणां मोक्षवर्त्मनाम् ॥ २ मूर्तिप्रासादपूजानां हेमाद्रिर्गणकाग्रणी: । विष्णुभक्ताङ्गभक्तानां गणयत्युक्तसारधी: ३ । ३ ॥

३९ हरिलीलाविवेकोऽयं रामराजस्य वेश्मनि । कण्टके रचयाञ्चक्रे तुष्ट्यै हेमाद्रिणा सताम् ॥ ३ ॥ ઉપસંહાર, હરિલીલા વિવેક.

આનંદ અનુભવાવતો નથી, એમ સ્વામીશ્રી મધુસૂદન સ્પષ્ટ કહે છે.[40] બોપદેવે શ્રીમદ્ ભાગવતના સ્કંધોરૂપી શુક્તિઓમાં સંચાયલાં મોતી-મુક્તાફળનો (૧,૦૦૦ શ્લોકોનો) સંગ્રહ કરીને મુક્તાફલ નામે સદ્ગ્રંથ રચ્યો છે. વળી એણે ભાગવત ઉપર "પરમહંસપ્રિયા" નામની એક સુંદર ટીકા રચેલી છે, એમ વ્યાસ મધુસુદન કહે છે. પણ તેનાં દર્શન હજી કોઇએ કર્યાં જણાયાં નથી, મતલબ કે તે અલભ્ય છે. વળી તે વ્યાકરણનો પંડિત હતો. 'મુગ્ધબોધ' નામનું પ્રાકૃત ભાષાનું વ્યાકરણ તેણે સંસ્કૃતમાં લખ્યું છે. હેમાદ્રિના સમયમાં પ્રાકૃત અને દેશ્ય ભાષાનું પ્રાબલ્ય એટલું બધું વધેલું હોવું જોઇએ કે તેના જેવા પંડિત, જેમ ગુજરાતમાં તે કાળે થયું છે તેમ, પ્રાકૃત ભાષાનાં સાહિત્યને સંસ્કૃતમાં પરિવર્તાવવાનો શ્રમ આદરવા પ્રેરાયા હતા. બોપદેવે તેમાં હેમાદ્રિને સારી સહાયતા આપેલી છે. ઉપરાંત તેણે વૈદ્યકના ગ્રંથો પણ રચ્યા છે. તેના દશ પ્રબંધો વ્યાકરણના, નવ વૈદ્યકના, ત્રણ સાહિત્યના અને ત્રણ ભાગવતના એમ પચ્ચીસ ગ્રંથો હોવાનું જણાયું છે. મહારાષ્ટ્રમાં બે બોપદેવ થયા છે, પરંતુ 'હરિલીલાવિવેક'વાળો બોપદેવ પ્રધાન હેમાદ્રિનો આશ્રિત હતો, અને ભીમે તેના ગ્રંથનો પરિચય ગુર્જર સાહિત્ય રસિકોને કરાવ્યો હતો, એ વિષે શક નથી.

બોપદેવના પિતાનું નામ કેશવ વૈદ્ય હતું; અને તે ધનેશ પંડિતનો શિષ્ય હતો. કેશવ અને ધનેશ બન્ને મિત્રો હતા. વરાડ પ્રાંતના વર્ધા ગામમાં રહેતા હતા.

**પ્રબોધપ્રકાશ**

ભીમ કવિનો બીજો ગ્રંથ 'પ્રબોધપ્રકાશ' છે. આ મિથિલ દેશના એક મહાન્ વેદાન્ત તત્ત્વવિદ્ પંડિત કૃષ્ણમિશ્રના પ્રબોધચન્દ્રોદયનો અનુવાદ છે. બૌદ્ધ ધર્મની પ્રતારણાથી જે જડવાદ, ચાર્વાકવાદ,

---

૪૦ अतत्त्वे तत्त्वधीर्येषां तत्त्वे चातत्त्वधीर्नृणाम् । न तानानन्दयन्त्येता बोपदेवस्य सूक्तयः ॥ ૧ ઉપસંહાર, હરિલીલા.

નાસ્તિકતા હિન્દના પૂર્વ ભાગ બંગાળા બિહારમાં જ નહીં, પણ સારાયે ભારતવર્ષમાં વ્યાપી રહી હતી, તેના નિરાસના નિરૂપણ માટે એ નાટક ગ્રંથ પ્રયોજાયો હતો. મગધના જે રાજા કીર્તિવર્માના રાજકાલમાં આ ગ્રંથનું પ્રણયન થયું છે, તેણે બુંદેલખંડના રાજા કર્ણદેવને હરાવ્યો હતો. ( ઈ. સ. ૧૦૬૫ ). એ કીર્તિવર્માના બ્રાહ્મણ સેનાપતિ ગોપાલની આજ્ઞાથી પ્રબોધચન્દ્રોદય ગ્રંથનો નાટ્યપ્રયોગ પંડિત કૃષ્ણમિશ્રે સંયોજ્યો છે. કવિ ભીમની અગાઉ ગુજરાતમાં એ ગ્રંથ ઘણો જ પરિચિત હતો. વૈષ્ણવ જ નહીં, પણ શૈવ, જૈન, નૈયાયિક અને રાસેશ એમ એનાં અનેક સંવાદી પ્રતિબિંબો 'સંસ્કૃત'માં નાટકરૂપે ઘડાયાં છે. ને સંસ્કૃતજ્ઞ સંસ્કારી જૈનકવિ શ્રી જયશેખર સૂરીએ એ પ્રયોગબંધનો કાવ્ય-બંધ જૂની ગુજરાતીમાં બાંધેલો છે, અને તેનો રચન સંવત ૧૪૬૨ પછી છે.

ભીમે ' પ્રબોધ પ્રકાશ 'રૂપે પ્રબોધચન્દ્રોદયનો કાવ્યબંધ બાંધતાં પં. કૃષ્ણમિશ્રે પ્રયોગના ઉદયના કારણમાં રાજા કીર્તિવર્માનો જે ઉલ્લેખ કર્યો છે, તે છોડી દેઈ,

" નવનિધિપૂરિત દ્વારાવતી ભવ આમય ભેષજ ગોમતી ' ના તટે ' સિંહાસને સોહઈ એ સામલા, દિન દિન પે ચઢતી કલા 'થી વિરાજતા દ્વારકાનાથની સિન્નિધિમાં આ પ્રયોગ ભજવાયો હોવાનું અને તેનો સફલ અંત મહામોહ ઉપરિ વિવેકે વિજય મેળવીને આણ્યાનું સૂચવ્યું છે:

> શ્રી જશવંત સંત પ્રતિહાર, અહિનિશિ મ ગલ ઉત્સવ ચ્યાર,
> નટી સરિસુ રંગાચાર, વાદિત્ર અનોપમ અર્થ અપાર;
> સભા માંહિ બેઠા ધોરી ધીર, છપન કોટિ યાદવ વીર,
> સુભટ, મહાભટ, સમક્ષ્ય સૂર, નિજ સેવક યોદ્ધવ અક્રૂર,
> ધર્મશાલિ હરિ આગલિ સાર, રચીઉં નાટક કરી વિચાર.
>
> ( પ્રથમ પ્રકાશ ૩૦–૩૨ )

× × ×

પ્રબોધચન્દ્રિ આલિંગન કરયૂં પામ્યુ પુરુષ જેહ વિસરયુ ૬૩

... ... ... ...

વિષ્ણુભગતિનિ લાગુ પાય, એ માતા તાહરૂ પસાય
જે હૂં પામ્યુ નિજ પદ આજ, સકલ મનોરથ સીધ્યૂં કાજ. ૬૯
જિતુ વિવેક જયજયકાર મહામહોત્સવ મંગલ ચ્યારિ
શ્રી દ્વારાવતી મઝારી હર્ષિત વચન વદિ નરનારિ ૭૦
જયજય શ્રીપતિ સર્વાધાર, પરબ્રહ્મ લીલા અવતાર
કુસુમ વૃષ્ટિ ઈંદ્રાદિક કરઈ, મુનિવર નિજ આશી ઉચ્ચરઇ. ૭૨

વળી

लीलातनुं बिभ्रति वासुदेवे द्वारावती यद्गुणसाधिकाऽभूत् ।
तानेव सद्यः कृपया जनानां करोतु कृष्णो भुविमुक्तिहेतुः । १५
( ૫૦૭ પ્રકાશ સં. ૧૫૫૩ ના પ્રતિ )

આ ગ્રંથનું પ્રયોજન, વિષ્ણુભક્તિની વિશદતા અને તેની પ્રેરણાથી વિવેકનો ઉદય થતાં, અને મહામોહ આદિ દુષ્ટ આવરણોનો ઉચ્છેદ થતાં વિષ્ણુભક્ત મુમુક્ષુ ભક્ત બ્રહ્મ–પુરુષને પામે છે, એ નિરૂપવાનું છે. ભીમ આ નાટકને, વિષ્ણુભક્તિસાધક, મહારસ શાન્ત રસભર્યું નાટક કહે છે અને તે સર્વથા વાસ્તવિક છે.

ભીમ કવિ આ પ્રબોધચન્દ્રોદય ગ્રંથનું પ્રયોજન, તેનો રસહેતુ વગેરે આમ વર્ણવે છે:

શ્રદ્ધા, સગતિ, વિરાગ મતિ, ધ્યાન વિચાર વિવેક,
સાધન વિના ન પામીઇ, જાતાં જનમ અનેકિ. ૯

× × ×

પ્રાણ, પવન, મન સમ રસિઈ અનુભવ કરંતાં એહ,
સહજઈ પરમાનંદનું વાધઇ સદા સનેહ. ૧૫
મુગતિ મૂલ એ શાન્ત રસ નવ રસ નઇ ધુરિ એહ,
મોક્ષપણઈ તિણઈ કારણિ બોલિસ મહિમા એહ. ૧૬
આગઇ નાટક બોલિયાં કવિજન બહુ મહિમાઇ,
વલી કિશાં કારણિ કરી કીધુ તણો ઉપાઇ? ૧૭
વિવેક વિચાર વિસ્તરઈ. તજઈ મહામોહ દંભ.
ભીમ ભણઈ તિણિ કારણિ એ ગ્રંથ તણુ આરંભ ૧૮

સાંભળતાં સુખ પામઈ, ભણતાં ભવદુઃખ જાઈ.
એહનુ અર્થ વિચારતાં મતિ અતિ નિર્મલ થાઇ. ૧૯
અહિનિશિ અવલોકન કરઈ એહ પ્રબોધપ્રકાશ.
તે નર નારાયણ તણુ પામઈ પદ અવિનાશ. ૨૦
વિચિત્ર પદ પાવન કથા, જુ નહિ ગુણ ભગવાન્
તુ નિરસ સોહઇ નહીં ઘૃત વિણ યમ ભોજન. ૨૧
અબદ્ધપદ પાવન કથા એહ હરિ ગુણા ગાયંતિ
ગંગા ભિલઈ યે વાહુલા હરિચિરિ જાઈ ઢળંતિ. ૨૨
કલિમલ ક્ષાલણ ભયહરણ, ચતુર્ભુજ તણાં ચરિત્ર
કરોસ કથા તિણઇ કારણિ વાણી હુઈ પવિત્ર. ૨૩
જપતપ તીરથ વ્રત કરચાં પામી, કૂપ, આરામ,
યાગ, દાન, વિદ્યા વિભવ, યે મુખિ શ્રી હરિનામ ૨૪

× × ×

વિષ્ણુ ભગત જન તણા પ્રસાદ, પ્રબોધચન્દ્રોદય અનુવાદ,
કહિશ વિચાર સાર સંક્ષેપ, પંડિત કરૂ રષિ આષેપ. ૨૬
જિહાં મોટા કવિરવિ ઉદ્યોત, તિહાં હું કવણ માત્ર ખદ્યોત,
માણિક જમલી ગુંજા યથા દોષ મ દેશુ દેષી તથા ૨૭

× × ×

અવની કેરૂ ભાર ઉતારી, આવ્યા હરિ દ્વારિકા મઝારી,
સિંહાસને સોહઇ સામલા, દિન દિન દીપઈ ચઢતી કલા. ૩૦
નવ નિધિ પૂરિત દ્વારાવતી ભવ ઊષધ ભેષજ ગોમતી. ૩૧

× × ×

રાજા ગુણસાગર ગોવ્યંદ શ્રી પતિ પૂરણ પરમાનંદ.
ધર્મશાલિ હરિ આગલિ સાર રચિઉ નાટક કરી વિચાર ૩૩
નટી સરીસૂ રંગાચાર વાદ અનોપમ અર્થ અપાર
તેહ કથા બોલઇ હરિદાસ, નાટક પ્રબોધચન્દ્રપ્રકાશ. ૩૪
નિર્વિશેષ, ચૈતન અવિકાર ઊલ્લસિઊ તે કૃષ્ણાકાર,
નટવત્ રૂપ ધરયૂં શ્રીરંગ અંતર્યામી એહ અલિંગ ૩૫

( પ્રથમ પ્રકાશ )

× × ×

કિહાં પૂરૂં, કિહાં અધિકૂં કહયૂં, કિહાં એક ગ્રંથ માંહિ પદ રહયૂ,
કરી પ્રણામ કહૂં કર જોડિ કવિજન કોઈ મ દેશુ ષોડિ. ૮૦
પ્રબોધચન્દ્રોદય વિસ્તારે, નાટક શાન્ત મહારસ સાર.
ભીમ ભણિ નારાયણદાસ, અંક સમાપતિ ષષ્ઠ પ્રકાશ. ૮૨

હવે આ બાબત પૂરી કરતાં માત્ર એક જ મુદ્દો; અને તે ભીમ કવિની પૂર્વે અને તેવા કાળમાં થયલા કવિઓના કવિતાબંધોમાં જણાતું સામ્ય-મળતાપણું ઉલ્લેખવાનો છે. ભાગવતનો જેમ શ્રીધર (સં. ૧૪૫૪), નરસિંહ મહેતા, અને કાયસ્થ કવિ કેશવે (સં. ૧૫૨૯) કવિતાબંધ બાંધ્યો, તેમ ભીમે પણ બાંધ્યો છે; માત્ર નરસિંહના કવિતાબંધનું સ્વરૂપ પદબદ્ધ અને તેમ અસળંગ છે; જ્યારે શ્રીધર, કેશવ અને ભીમના કવિતાબંધ સળંગ આખ્યાનના સ્વરૂપમાં છે. પ્રબોધચંદ્રોદય સાર ગુર્જરી ભાષામાં શ્રી જયશેખર સુરીજીએ (સં. ૧૪૬૨ પછી) સારવ્યો છે, ત્યારે વૈષ્ણવ કવિ ભીમે તેનો સંક્ષેપ-અનુવાદ (સં. ૧૫૪૬ માં) કર્યો છે. શ્રીધરની કૃતિમાં જેમ દુમિલા, દુહુ (પૂરવછાહ), ચૂપ્પઈ વગેરે દેખા દે છે, અને જયશેખર સુરિનો પ્રબોધચિન્તામણિ પદ્ધરી (પદ્ધડી-પાધડી), વસ્તુ (વત્થુ), ધઉલ, ચઉપ્પઈ, છપ્પયઉ, દુહુ, જાતિ, દુમિલા આદિથી સૂત્રિત છે, તેમ કેશવ કવિના દશમમાં અને ભીમની હરિલીલા તથા પ્રબોધ પ્રકાશમાં વસ્તુબંધ, દુહુ (પૂરવ છાહુ), કવિત્ત, છપ્પય, મડયલ, અડયલ, ભુજંગમ અને શાર્દુલ દૃષ્ટિગોચર થાય છે. ઉપરાંત બીજી કેટલીક વિશેષતાઓ નાકર અને તે પછીના કવિઓનાં આખ્યાનોમાં નથી તેની આ સહુ નરસિંહયુગના, જૂની ગુજરાતીના યુગની કવિતામાં સાંપડે છે. ભાલણની કૃતિઓમાં કેવળ આની સહુનું અદર્શન જ છે, એ ખાસ નોંધવા જેવું છે. અલબત્ત નરસિંહ મહેતાએ પદાવલિઓ ઉપરાંત સુરતસંગ્રામનું કાવ્ય પદોમાં, તેમ જ સુદામાચરિત, ચાતુરી ષોડશી, ગોવિંદગમન શામળ-શાહનો વિવાહ, મોસાળું, એ સહુ પદોમાં બાંધ્યું છે, અને ભાલણે બાલલીલા આદિની પદાવલિઓ રચી છે, એ ખરૂં, પણ (બે) નળાખ્યાન,

કવિતાબંધમાં અન્ય કવિઓના બંધનું સામ્ય

સપ્તશતી, આદિ આખ્યાનોનો પદબંધ કડવાં, રાગ, ઢાલમાંજ બાંધ્યો છે, અને તે ભીમ, કેશવ, જયશેખરસુરી શ્રીધર આદિની કાવ્યરીતિથી નિરાળો પડે છે. આ સહુ ધ્યાનમાં લીધા પછી ભાલણને યુગપ્રવતર્ક કવિ ઠરાવવા અને નરસિંહ મહેતા, ભીમ કેશવના પુરોગામી તરીકે ઠેસવવા મથતા તર્કબાજ વકીલોએ એવું જલમંથન કરવા અગાઉ 'સો ગયણે ગળી' પોતાનાં પ્રમાણો પુરાવાસર તોળવાં ઘટે છે.

અંતમાં પરમાત્મા સઉને સદ્બુદ્ધિ અને સદ્વિચાર આપો, એટલું કહી કવિ ભીમની જ વિમલ વાણીમાં ગાઇશું કે,

( ધન્યાશ્રી )

ભગતિ વિચાર નિજ નાના વિચિત્ર.<br>
સોળ કલા શશિહર કેશવકથા પવિત્ર, ( ધ્રુવપદ )<br>
ધન્ય ધન્ય તે પુરૂષ નારી, જિતૂં રે એણિ સંસારિ,<br>
જિણિ વાણીઈ નિત ઉચ્ચરઇ નામ મુરારિ. ધન્ય૦<br>
અનેકિ તીરથ, તપ, વ્રત, દાન, યાગ કરી,<br>
જનમ માનવ તણુ પામીઇ ભગતિ હરિ. ધન્ય૦<br>
કૃત યુગિ ધ્યાન, ત્રેતા યાગ યજંતાં રામ,<br>
દ્વાપરિ પૂજા કરંતાં, આપઇ અવિચલ ઠામ. ધન્ય૦<br>
ભાવ સહિત સદા ગોવ્યંદ ગુણ ગાઅંતાં,<br>
કલિયુગિ શ્રીકૃષ્ણ ઉદ્ધરઈ નામ લીઅંતા. ધન્ય૦<br>
ભગતવત્સલ વિષ્ણુ ભીમ વિનવિ સ્વામી<br>
સંસાર સાગર પાર ઉતારિ અંતર્યામી. ધન્ય૦

**હરિઃ ૐ ॥ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥**

**લખાયું**<br>
સં. ૧૯૮૫, આશ્વિન સુદિ ૧૨, વાર મંગળ<br>
**મુંબઈ**<br>
મોરારજી ગોકળદાસ ચાલ

**અંબાલાલ બુલાખીરામ જાની**<br>
ગુર્જર સાહિત્યરસિક સમાજના સેવકના<br>
'ગુર્જરીના જય શ્રીરંગ'

**છપાયું**<br>
સં. ૧૯૮૬, અષાઢ સુદિ ૧૧ રવિવાર<br>
**મુંબઇ**<br>
કલ્યાણ મોતીની ચાલ

# ભાગવતના અધ્યાય અને પ્રકરણ

## ( અનુસંધાન પાના ૧૨૦ માની ટીપ નં. ૩૨ મી )

શ્રીમદ્ ભાગવતના કુલ અધ્યાય કેટલા, એ સંબંધમાં મોટો વાદ છે. પ્રચલિત ભાગવતમાં અધ્યાય ૩૩૫ છેઃ પદ્મપુરાણ ૩૩૨ કહે છે, શ્રી ચિત્સુખાચાર્ય 'પુરાણાર્ણવ' ઉપરથી ૩૩૨ ગણે છેઃ

स्कंधा द्वादश एवात्र कृष्णेन विहिताः शुभाः ।
द्वात्रिंशत्त्रिशतं पूर्णमध्यायाः परिकीर्तिताः ॥

ભાગવતના ટીકાકાર શ્રીધર સ્વામી ૩૩૨ અધ્યાય હોવાનું કહે છે. છતાં તેમણે ૩૩૫ અધ્યાય ઉપર ટીકા કરી છે, અને દશમ સ્કંધના છેલ્લા ૮૮, ૮૯ અને ૯૦ એ ત્રણ અધ્યાયો ક્ષેપક હોવાનું દલીલ સાથે જણાવ્યું છે. ( द्वात्रिंशत्रिशतं च यस्य विलसच्छाखा: ) શ્રીમદ્ વલ્લભાચાર્યજી પણ ૩૩૨ અધ્યાય માને છે અને દશમ સ્કંધના અઘાસુર–બકાસુરવધ અને વત્સહરણલીલા ( ૧૨, ૧૩ અને ૧૪ ) એ ત્રણ અધ્યાય ક્ષેપક માને છે. પંડિત બોપદેવ અને કવિ ભીમે ૩૩૫ અધ્યાય માન્યા છેઃ

इति भागवतेऽध्यायाः एकत्रिंशच्छत्रयम् ।

પહેલા સ્કંધનો ૧, ચોથાના ૨, અને આઠમાનો ૧, એ ચાર અધ્યાય તેમના માટે ક્ષેપક છે. નીચેના કોઠાથી આ તારણ સમજાશેઃ

| સ્કંધ | બોપદેવ અને ભીમ | પ્રચલિત ભાગવત | ક્ષેપક |
|---|---|---|---|
| ૧ | ૧૮ | ૧૯ | ૧ |
| ૨ | ૧૦ | ૧૦ | |
| ૩ | ૩૩ | ૩૩ | |
| ૪ | ૨૯ | ૩૧ | ૨ |
| ૫ | ૨૬ | ૨૬ | |
| ૬ | ૧૯ | ૧૯ | |
| ૭ | ૧૫ | ૧૫ | |
| ૮ | ૨૩ | ૨૪ | ૧ |
| ૯ | ૨૪ | ૨૪ | |

| | | | |
|---|---|---|---|
| ૧૦ | ૯૦ | ૯૦ | ૩ વધારે શ્રીમદ્ વલ્લભાચાર્યજી અને શ્રીધરસ્વામી |
| ૧૧ | ૩૧ | ૩૧ | |
| ૧૨ | ૧૩ | ૧૩ | |
| | ૩૩૧ | ૩૩૫ | ૪ |

જુઓ ભીમની હરિલીલાઃ પા. ૨૧૪, કલા ૧૯ મી, કડી ૧૬–૧૭. "અધ્યાય ત્રિણિ શત એકત્રીસ." આ વિગતમાંયે ઉપરના ત્રણ સ્કંધોમાંના કીયા ચોક્કસ અધ્યાય ક્ષેપક હોવાનું પં. બોપદેવ અને ભીમકવિ માને છે, એ તારવવું હજી બાકી રહે છે.

વળી ભાગવતનાં પ્રકરણો વિદ્વાનોએ બાંધેલાં છે. પંડિત બોપદેવે અને ભીમે પણ ' પ્રકરણ ' વાર ભાગવતનું તારતમ્ય સમજવાની અગત્યનો ઉલ્લેખ કર્યો છે; અને પહેલા સ્કંધનાં ત્રણ પ્રકરણ પાડયાં પણ છે. પરંતુ બાકીના સ્કંધોનાં પ્રકરણો તેમણે પાડયાં નથી, અને દરેક અધ્યાયનાં કેટલાં અને કીયાં અને કુલ કેટલાં તેનો નિર્દેશ પણ કર્યો નથી. ભીમે ઉપસંહારમાં માત્ર બત્રીસ પ્રકરણ ( ક. ૧૯. કડી ૫૭ ) એમ કહ્યું છે.

શ્રીમદ્વલ્લભાર્ચજીએ તો બહુ જ સુંદર રીતે ભાગવતનાં પ્રકરણોનો વિચાર ' શ્રી ભાગવતાર્થપ્રકરણ ' નામના નિબંધમાં કર્યો છે. પં. બોપદેવે તાત્પર્ય સમજ અર્થે કરેલા બીજ નિક્ષેપો શ્રીમદ્વલ્લભાચાર્યજીના એ ગ્રંથમાં વિશદ રીતે અંકુરાયમાન થયાનું સમજાય છે. આચાર્યશ્રીએ ભાગવતના શાસ્ત્ર, સ્કંધ, પ્રકરણ, અને અધ્યાય–એ ચાર તત્ત્વનો વિચાર ' શ્રી ભાગવતાર્થ-પ્રકરણ 'માં અને વાક્ય, પદ અને અક્ષર એ ત્રણ તત્ત્વનો વિચાર ' શ્રી સુબોધિનીજી 'માં કર્યો છે. અભ્યાસીઓએ તે મનન કરવા યોગ્ય છે.



# સૂચિત ગ્રંથોની યાદી

[ **નોંધ**:—આ યાદી નાટક કેવળ ગ્રંથભાર ભરવા અહીં આપી નથી; પરંતુ ઉપોદ્ઘાતના વિષયની ચર્ચામાં તેમ કવિ ભીમની કૃતિઓની અને તેના પ્રવૃત્તિસ્થાન, આદિની વિચારણામાં જે જે ગ્રંથ સહાયભૂત થયલા હોઇએ તે તે ગ્રંથોની યાદી અહીં આપેલી છે. ]

Bombay Gazetteer Vol I Part I (મુસલમાની ગુજરાત)
" " IX " " ( ગુજરાતની વસ્તી )
મુખ્યત્વે પરિશિષ્ટ C. ધર્મસંપ્રદાયો સંબંધી.
" " VIII (જુનાગઢ, પ્રભાસ ને દ્વારકાં)
" " V (કચ્છ, કાનફટા વિષે)

ગુજરાત સર્વસંગ્રહ: ( સ્વ. કવિનર્મદ ) પ્રકરણ ૩ અને ૬

Statistical Account of Junagadh A. D. 1884
P. P. 86, 115, P. P. 132, 133, P. P. 137, 144.

Imperial Gazetteer Part VI, India Pp. 193 to 325

History of Modern India, Part II, Maratha Period.
Vol. I Pp. 27, 28, 33, 34, 38, to 44, 60 to 71;

Vaisnavism, Saivism, by Sir R. J. Bhandarkar,
Pp. 33 to 76; 119 to 142.

વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ : શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

History of Bangali Language and Literature
મુખ્યત્વે ૩, ૪, ૫, પ્રકરણો.

Hindu Religions, by H. H. Wilson.

मंडलीककाव्य (सार) नागरी प्रचारिणी पत्रिका भाग ३, પા. ૨૩૫થી ૩૬૯.

"ગુજરાતી"નો દિવાળીનો અંક; સા. ગિરજાશંકર વલ્લભજી આચાર્યનો લેખ.

निम्बादित्याचार्यकृत दशश्लोकी.(સટિક,અને ગુજરાતી ભાષાંતર, પ્રતિ ૧૮૭૩)

નરસિંહ મહેતાનું આખ્યાન ( ગુ. વ. સોસાયટી )

प्रबोधचंद्रोदय ( મૂળ સટિક, અને જે. ટેલરનું ભાષાંતર )
ગુજરાતી સાહિત્યપરિષદ્ રીપોર્ટ ૧લો ગો. મા. ત્રિ. નું ભાષણ.
„ રીપોર્ટ ૨જો કે. હ. ધ્રુવનું ભાષણ.
„ ૫ મો, ૮ મો. દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીના લેખો, ( ખોજાઓનું સાહિત્ય, અને ગુજરાતી સાહિત્ય અને પરસંસ્કારો )
વસન્ત : ૧૯૬૧–શ્રાવણ–ભાદ્રપદ : નરસિંહ અને મીરાં : આચાર્ય આનન્દશંકર ધ્રુવ, પાનાં ૨૪૧ થી ૨૫૦ અને ૨૮૧ થી ૨૮૮.
બૃહદ્ કાવ્ય દોહન ભા. ૭ મો : મીરાંબાઇ : સાત. મ. ત્રિ.
„ ભા. ૮ મોઃ પ્રાચીન કવિતા ને નાકરઃ અં. બુ. જાની.
„ „ ૪ થોઃ પ્રસ્તાવના અને હરિલીલા.
સુભદ્રાહરણ : પ્રેમાનંદની જીવનકલા : અં. બુ. જાની.
દશમસ્કંધ : કાયસ્થ કેશવ (સં. ૧૫૨૯ પ્રભાસ પાટણનો ) અં.બુ.જાની.
ભાલણ : રા. રામદાસ મોદી. શ્રી. સ. સા. ૩૩.
વિષ્ણુદાસ : રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા. શ્રી. સ. સા. ૪૫.
Vishnu Puran, Vol. I & V H. H. Wilson: (Preface and appendinx ).
સોરઠી તવારિખ : ( જે. બર્ગેઝવાળી )
ભક્તકવિ નરસિંહ મહેતા : ( રા. જયસુખરાય જોષીપરા કૃત )
हरिलीला ( बोपदेव ) સટિક, મધુસૂદન સરસ્વતીની ટીકા, કલકત્તા, ઓરીએન્ટલ સીરીઝ નં. ૩.
„ „ by સ્વામી શ્રી કૃષ્ણાનંદ સરસ્વતી.
श्री स्थळप्रकाशः पुराणसार संग्रहः
સ્કંદપુરાણઃ પ્રભાસખંડ.
Muktafalam : by Bopdeo : Calcuta Oriental Series: No. 5, Part I & II
પ્રાચીન કાવ્યસંગ્રહ : ( પંદરમું શતકઃ ગુ. વ. સો. દિ. બા. કે. હ. ધ્રુવ).

ગુજરાતી ભાષાનો ઇતિહાસ : શાસ્ત્રી વ્રજલાલ (ગુ. વ. સો. સને ૧૮૬૬)
Gujarati Language & Literature: By N. B. Divatia.
નર્મકોષ-પ્રસ્તાવના: કવિ નર્મદ ( સને ૧૮૭૩ )
મહારાષ્ટ્રીય જ્ઞાનકોષ : વિભાગ ૧૬, ૧૮, ૨૦, ૨૧.
પ્રાચીન ગુજરાતી સાહિત્ય રત્નમાલા-રત્ન ૧ લું, પરિશિષ્ટ, ઇંગ્રેજી
લેખો: સ્વ. સા. હરિલાલ હ. ધ્રુવ.
જૂનું નર્મ ગદ્ય : ( ગુજરાતી પ્રેસ )
વિમળ પ્રબંધ : ( મણિલાલ બ. વ્યાસ ).
પ્રબોધબત્રીશી, અને રાવણ મંદોદરી સંવાદ: ( સ્વ.મણિલાલ બ વ્યાસ ).
કાદંબરી : પૂર્વભાગ : (ભાલણ : મુખ્યત્વે ટીકા. સા. દિ. બા. કે. હ. ધ્રુવ.)
Classical Poets of Gujarat : G. M. Tripathi.
भागवत आदर्श : ( મરાઠી ગ્રંથ ) by યશવંત વ્યં. કોલ્હાટકર
श्रीमद्भागवत : सान्वय-सार्थ-सटीप ( ભાગ ૧૦ ): ઉપસંહાર મુખ્યત્વે;
રા. દામોદર સાવલારામ યંદે.

श्रीमद्भागवत कळस रूपी शेवटया भाग, भागवत स्वारस्य

,, સંસ્કૃત ટીકા તથા ગુજરાતી ભાષાંતર: મેસર્સ એમ. એન.
ત્રિપાઠીવાળું.

શ્રીમદ્ભાગવત : (ઉત્તર હિન્દ આવૃત્તિ) પાંચ મુખ્ય સંપ્રદાયના વિદ્વાનોની
Hindi Literature: By F.E.Key.[સંસ્કૃત ટીકાઓવાળું,૮ભાગમાં
श्री नवनाथ चरित्र ( મરાઠી )
જૈન ગુર્જર કવિઓ : ભાગ ૧ સાક્ષર શ્રી મોહનલાલ દ. દેશાઈ.
ભક્તિરસાયન : મધુસૂદન સરસ્વતી : હરનાથ સોસાયટી, મુંબાઈ.
તવારીખે પીર, પીરજાદા સૈયદ સદરૂદીન દરગાહવાળા.
મુસ્લીમ ઓલીયા : બુદ્ધિપ્રકાશ : ૧૯૨૯-૩૦

Eighth International ( Congress of Orientatists :
1889: By H. H. Dhruva.

Journal : B. B. R. A. Society: Vol. I. No. I. 1925
Date of Bhagvat Purana : C. V. Vaidya.

મીરાંબાઈ : હિન્દી : બેલ્વેડોર સીરીઝ, અલ્હાબાદ.

નરસિંહ મહેતાના કોયડાનો ઉકેલ : અં. ૩ જો; કૌમુદી, ૧૯૮૩, કાર્તિક

પ્રસ્થાન : વૈશાખ અને આષાઢ: સં. ૧૯૮૩ : સા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

" ગુજરાતી "–દિવાળી અંક : ૧૮૨૩ : સ્વ. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ: ( નરસિંહ મહેતા )

વિષ્ણુભક્તિચંદ્રોદય : નૃસિંહારણ્ય મુનિ : સંસ્કૃત હસ્તલિખિત પ્રત, પુના.

× મુખ્યત્વે આટલા ગ્રંથોનો આધાર લેવાયો છે.

# કલા ૧૬ મી, ૧૨ મો સ્કંધ, ઉપસંહાર, ૧૦ મી લીલા: આશ્રય.

[ આ અંતિમ કલામાં છેલ્લી ૧૦ મી લીલા 'આશ્રય' નિરૂપાએલી છે. આશ્રય એટલે પરબ્રહ્મ, નિર્ગુણ તત્ત્વ; પરંતુ તત્ત્વવિદો આ જ્ઞાન અને અવ્યય તત્ત્વને ત્રણ શબ્દોથી ઉપલક્ષિત કરે છે: ૧ નિર્ગુણ બ્રહ્મ; ૨ ત્રિગુણાત્મક પરમાત્મા અને ૩ સત્વગુણ રમાપતિ (ભા. ૧. ૨. ૧૧). બ્રહ્મ અધિષ્ઠાન હોવાથી તેમાં જેમ સર્પમાં સ્રગ( માલા )બુદ્ધિ થાય છે તેમ બ્રહ્મમાં પ્રપંચબુદ્ધિ આરોપાય છે: " એથી આશ્રય એટલે જેમાં પ્રપંચના આભાસ તેમ જ નિરોધનું અધ્યવસાન કરાય છે તે આશ્રય, પરબ્રહ્મ, પરમાત્મા કહેવાય છે " ( ભા. ૨. ૧૦–૭ ).

આ સ્કંધ બે ભાગમાં વહેંચાયો છે. તેના પહેલા ૫ અધ્યાય શુકદેવજીએ પરીક્ષિતને અને પછીના ૭, પરીક્ષિત સ્વર્ગસ્થ થતાં અને શુકદેવજી અંતર્ધાન થતાં, સત્રિઓના પૂછ્યાથી સૂતે કહેલા છે. પહેલા ત્રણ અધ્યાયમાં ભવિષ્યના રાજાઓ, કલિપ્રભાવથી તેમનાં કુલોને લાગનારાં મલિનતા અને સંકરતાની તથા યતિના ધર્મ અને તેનો દ્રોહ કરનારાઓની કથા વર્ણવેલી છે. ચોથામાં ચાર પ્રકારના પ્રલયોની કથા, પાંચમામાં બ્રહ્મોપદેશ, છઠ્ઠાના પૂર્વાર્ધમાં પરીક્ષિતનું પરલોકગમન, જનમેજયનો સર્પસત્ર, અને ઉત્તરાર્ધમાં તથા સાતમામાં વેદશાખાઓ અને પુરાણો વિષે કહેલું છે. આઠ, નવ, દશ અને અગીઆરમામાં આશ્રય–પ્રભુ–પ્રાપ્તિના ઉપાયો કહેલા છે અને તે અર્થે મુનિ માર્કંડેયની કથા, તેમની વિષ્ણવીક્ષા, માયેક્ષા અને શિવેક્ષા વર્ણવેલી છે. અગીઆરમામાં આદિત્યવ્યૂહવિવરણ, બારમામાં બારે સ્કંધોના વિષયોની અનુક્રમણિકા અને તેરમામાં ઉપસંહાર તથા પુરાણો અને તેનાં પૂરનું નિરૂપણ કરેલું છે. પુરાણીઓ આખા ભાગવતનું પારાયણ કરનાર અનિષ્ટભાગી થાય છે, એમ સમજી સાતથી તેર એ સાત અધ્યાયો છેડીદે છે, તેમ કવિએ પણ માત્ર એકએક કડીમાં છેલ્લા સાત અધ્યાયો આરોપ્યા છે. ]

**પા. ૨૦૩-૪. ૧-૪.** ' સર્વ-પ્રપંચનું અધિષ્ઠાન પરબ્રહ્મ, હરિ, રમાપતિ. ' ' રાજાએ ' વિષ્ણુભક્તિ અને ભાગવત ધર્મ સંબંધમાં પ્રશ્નોનો જિ-જે આરંભ કર્યો હતો તેનો ઉપસંહાર. ' ' શાસ્ત્રનો નિર્ધારિત-સુનિશ્ચિત વિષય: નિત્ય અને અનિત્ય શું તેની વિચારણા, શું ઉપાદેય-ગ્રહણ કરવા, લેવા યોગ્ય ( એટલે કે નિત્ય હરિ ), અને હેય-ત્યાગવા-છોડવા યોગ્ય છે ( પ્રપંચ-સંસાર ) તેનો વિવેક વિચારવો ને લક્ષમાં લેવો. ' શાસ્ત્રહતણુ-' હ ' અને ' તણુ 'થી છઠ્ઠી વિભક્તિના પ્રત્યયો બેવડાયા છે. **જેહ-હેય** જોઇએ. **ઉપાસઇ-ઉપાસાય** ( જૂનું અકર્તરીરૂપ उपास्यते ). પ્રપંચ મિથ્યા હોઇને ત્યાજ્ય હેય છે. લીજીઈ-લેવાય. વિચારીઈ-વિચારાય; પામીઈ-પમાય. બોલીઈ-બોલાય.

**પા. ૨૦૪-૧૦. ૫-૪૭. ૫ પડતા**-અપભ્રષ્ટ થતા, સંકરતા તથા મલિનતાથી યુક્ત થતા ( व्रात्या द्विजा शूद्रप्राया जनधिपाः अ. १-३८ ). ( અ. ૧-૨ નો સંક્ષેપ ). ૬ કલિમાં કેવી પ્રજાસ્થિતિ થશે તેના ચિતાર માટે જુઓ અ. ૧-૪૦-૪૩; અને આખા અ. ૨. અને અ.૩; કવિએ આમાંનાં તેમ જ અન્ય પુરાણોમાંનાં પૃથક્ પૃથક્ પદો અને કલિનાં લક્ષણોનાં વાક્યો સાંધી એક નિબંધ આલેખ્યો છે. પરીક્ષિત પૂછે છે: કલિના વૃદ્ધિ પામેલા દોષો મનુષ્યો શી રીતે દૂર કરી શકે વગેરે. ( અ. ૩-૧૬-૧૭ ) એના ઉત્તરમાં શુકજીકૃત, ત્રેતા, દ્વાપર અને કલિમાં ઉત્તરોત્તર ધર્મના ચાર પગ ક્ષીણ થતાં ધર્મનો એક પગ કેમ રહ્યો અને અધર્મના ચાર પગ કેમ જામ્યા તે, અને દરેક યુગનાં લક્ષણ, મનુષ્યોનાં કર્મ ઇત્યાદિ કહે છે. ધર્મના ચાર પગ : સત્ય, દયા, તપ ને દાન. કૃત-સત્યયુગમાં ' આ ચારેય ' સાબૂત. ત્રેતામાં એ ચારેનો ચોથો ચોથો ભાગ લોપ પામ્યો અને તેનું સ્થાન અનૃત, હિંસા, અસંતોષ અને વિગ્રહ, એ અધર્મના ચાર પગના ચોથા ભાગે લીધું. દ્વાપરમાં ધર્મના ચાર પગોના અર્ધાઅર્ધાભાગનો ક્ષય થયો અને અધર્મના ચાર પગોના અર્ધાઅર્ધાભાગે તેનું સ્થાન લીધું. કલિમાં એ ચારના ત્રણત્રણ ભાગનો ક્ષય થયો અને અધર્મના ચાર ચરણ ત્રણત્રણ ભાગે સ્થાન લીધું. ( અ. ૩-૧૭-૨૪ ). આયંદે કલિમાં ધર્મનાં ચાર ચરણોનો ચોથો ચોથો અવશિષ્ટ રહેલો જે ભાગ, તેનો પણ ક્ષય કરવાનું મથન થાય છે

( एधमानैः क्षीयमाणो ह्यन्ते सोऽपि विनङ्क्ष्यति । २४ । **અલ્પ**: (अल्पसत्त्वोल्पकायुषः । अ. १–४१ ) કલિયુગમાં આયુષ્ય થોડું ( ૨૦ થી ૩૦ त्रिंशद्विंशति वर्षाणि परमायुः कलौ नृणाम् अ. २–११ । ) **આયસ**–શ્રમ ઘણો. **તેજ**–નિસ્તેજ, ( कालेन बलिना राजन्नङ्क्ष्यत्यायुर्बलं स्मृतिः । વગેરે અ. ૨–૧. કાળે ભખેલાં, લોહી ઉડેલાં નરનારી. मर्त्याः क्षुद्रदृशः क्षुद्रभाग्या महाशनाः । कामिनो वित्तहीनाश्च ३१ । ૭ ' વંશવ્યવસ્થા ' **ભિલ્લ** ( शूद्रप्राया जनाधिपाः अ. १–३८ । म्लेच्छप्रायाश्च भूभृतः આદિ જુઓ અ. ૧–૪૦–૪૩ ). ૮ ગાઇ–ગાયોને. **વધઇ**–વધે, કાપે. **પાડઇ**–પાડે, ભોંય ભેગી કરે. **પ્રાસાદ**–દેવળ વા મહેલ. ૯ રાજાઃ चौर्यानृतवृथाहिंसानानावृत्तिषु वै नृषु अ. २–१२। ચીભડાંના વેલાને રક્ષનારી વાડ તેને જ ખાશે.' ' રક્ષક જ રક્ષિતનું ભક્ષણ કરશે.' ' વાહરે–મદદે જતાં પોતાની ઉપર જ સામી ધાડ–હુમલો આવશે.' **૧૦ વાડવ**–વિપ્ર. **૧૧** ' સબળાથી નબળો નર ગંજાય–હાર, માર ખાય, અને જો કદિ બોલે–લગારેક માથું ઉચકે–તો તેનું મુખ ભંગાય." ગાંજીઇ–ગાંજાય, ગાંજ્યો જાય; ભાંજીઇ–ભાંજાય, ભંગાય. ૧૧ ' પામે '. ' ભય '. धर्मन्यायव्यवस्थायां कारणं बलमेव हि । २–२ । ' આટારેણઇ '–આટારેણમાં, નિરર્થક. ( આટો=લોટ+રેણ–રેણુ= કણિકા; જેમ ઉડેલી આટાની કણિકાઓ નિરર્થક જાય, કશા કામમાં ન આવે, ધૂળમાં જાય તેમ ) ' આટાલૂણમાં ' એ પદ પ્રચલિત છે, પણ મૂળ ' આટારેણુ ' હોવું જોઇએ. **૧૨** ધન૦ वित्तमेव कलौ नृणां जन्माचारगुणोदयः । २–२ । **૧૩ અમર્ષ**–ક્રોધ. **જીવી**–જીવિતવ્ય, જીવન. ' જીવવું થોડું તેમ ભાગ્ય–નશીબ પણ થોડું.' **૧૪ ચરડ**–મારફાડ કરનાર. **વાહ્યૂં**–લલચાયલું, છેતરાયલું. **હીંડઇ**–ચાલે, વર્તે. ચિંતા– क्षुत्तृड्भ्यां व्याधिभिश्चैव सन्तप्स्यन्ते च चिन्तया । २–११ । **સમાધિ**–મનની શાન્તિ. 'હા હા દૂત'–' ઓ ખાધા, ઓ માર્યા એમ પોકારતા.' ' સંસારમાં વિરલો '. **૧૬ જૂઆરી**–( सं. द्युत + कार + इन् ) દ્યુત રમનાર. **વિરુઆ**–( सं. विरूपा ) હલકા, કઢંગા. **૧૭** મેહ ( विद्युत्प्रायेषु मेघेषु ।२–१५ । **૧૮ આદરે**–આરંભે. ૧૮–૨ થી ૨૯ એ પંક્તિઓમાં અન્ય પુરાણોમાંનાં કલિનાં લક્ષણોનું તારણ છે. ૨૦ ' વળી સોળ વરસની

ઉમ્મર થતાં સ્ત્રી મોટી ( પડછંદ, મજબૂત કાઠાની ) થશે, માટી-ધણી ગળીયો ( ઢાંચો, જથરપથર, જરઠ્ઠગવ, માટીના લોચા જેવો ) થશે. **૨૧ ડોકરાં**-ઘરડેરાં (દેશ્ય: ઢયરાં, ઢમરાં, પિશાચ જેવાં ખખડેલાં હાડકાંવાળાં ). 'નાનાં છોકરાં ઘરડાં દાદાદાદીને ગાળો દે.' **ગાલિ** ( બહુ૦ ). **૨૨** લહુડઈ-નાના-ને હાથેથી મોટેરાં માનાય-મનાય ( માન પામે ) નહીં. શંકા-ખોટું કર્યાનો સંશય. 'આપણઇ-પોતે.' રંગિ-રંગમાં વિષય ખેલે. **વિછોહ**-ત્યાગ ( ઘરની કુળવાન ધણીઆણી ) **વિસુ**-વસો, ( વીસમો ભાગ ) **અઢાર**-( વીસમાંથી અઢાર ભાગ જેટલું ). 'ભાંડ-ઉઘાડું, નાગું, બીભત્સ બોલનારની ભાંડ-નાગી વાણીથી રાચે-મજા માણે.' **૨૬ ચાર્વાક**-નાસ્તિક ( ચારૂ-લોક-સંમત, વાક્-વાણી જેની છે તે ) 'ખાધેપીધે અને મઝા માણ્યે જીવન સાર્થ થયું એમ માનનાર, ધર્મ, સત્ય વગેરેમાં લેશ પણ શ્રદ્ધા ન સેવનાર.' 'જાણે મૃત્યુ દેખતો-હોય એમ સમજતો ન હોય તેમ' 'યમ, મરણથી નિર્ભયપણે'. ( ऋणं कृत्वा घृतं पीबेत् દેવું કરે પણ મોઝ મઝા માહાણે. ) **પોખેવા**-પોષવા. 'ચોખા-શુદ્ધ ટળી મેલા-સંકર થાય.' **૨૭** 'જીહ્વા-ખાવાના સવાદે-સ્વાદે મોહ્યા-આંધળા **ભીંત થયા**.' **૨૮** 'મૂંડ્યા શિરવાળા-બાવાઓ અજ્ઞાનીને મૂંડે-શિષ્ય કરે.' 'નહીં તે તત્ત્વવિજ્ઞાન' જોઇએ. 'એક જ ખપ્પર-( માટીના ભાગેલા થાળા )માં સહુયે વર્ણના લોક સાથે જમે, ખાય, અને એમ એકાકાર-જાતજાતના ભેદ વગરના એકરૂપ થાય.' ૩૦ **ઇશા**-ઇદશ, આવા. **૩૧ ધુરિ**-( અવગુણોમાં ) મોખરે રહેલો અવ-ગુણ. ( પ્રભુભજન-ભક્તિ નહીં કરવી તે ). **૩૩** તેને જ સર્વ ભૂતના આત્મા-ગોપાલને દુરાત્મા-જીવ ભજે નહીં.' ૩૧-૩૪ જુઓ અ. ૩-૪૨-૫૧. **૩૪** 'સર્વ કોઇનો'. **૩૫** કલિયુગ દોષો-અવગુણોનો ભંડાર છે, પણ તેમાં ભક્તને તારવાનો એક મોટો ગુણ છે ( कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान्गुणः । कीर्तनादेव कृष्णस्य मुक्तसंङ्गः परं व्रजेत् ( अ. ३ -૫૧ ). 'માતાના ગર્ભમાં નિવાસ કરવાની આપત્તિ ટાળે, દૂર કરે.' ૫૨ મો શ્લોક પણ વિચારવા જેવો છે. **૩૬ હસઈ**-હસે, હણે.

**એહી**-કેશવનામ. **૩૭ કૃત**-સત્ય. જુઓ અ. ૩-૧૮-૧૯. **ચ્યારિ**-(બહુ૰) સત્ય, દયા, તપ અને દાન. **દયાઇ**-દયાયે ( आत्मारामाः श्रमणः १९ ) **૩૮ એક૦** ધર્મના ચાર પગમાંથી દરેકનો ચોથો ચોથો અંશ જાય અને તેનું સ્થાન અધર્મના ચાર પગ-અનૃત, હિંસા, અસંતોષ અને વિગ્રહ-નો ચોથો ચોથો ભાગ લે ( જુઓ અ. ૩-૨૦ ) ( त्रैवर्गिका त्रयीवृद्धा २१ ). **૩૯ દ્વાપરિ**-દ્વાપરમાં અડધો અડધો ભાગ ધર્મના ચારે પગનો અસ્ત પામે અને અધર્મના ચાર પગનો અડધો ભાગ તેનું સ્થાન લે ( अर्धं ह्रसति २२ ) ( कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः । द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्तनात् । અ. ૩-૫૨ ) कल्मषमानसानां જેમનાં મન કલ્મષ-મેલ દૂષણોથી ભરેલાં છે તે. **૪૨ કલંકી**-વિષ્ણુનો થનારો દશમો અવતાર. **વિષ્ણુયશ** શંભલ ગામનો મુખી મહાત્મા બ્રાહ્મણ અ. ૨-૧૮. ' સાધુ પુરૂષોની પૂજા-રક્ષણ અને દુષ્ટોના સંહાર અર્થે ' ( અ. ૨-૧૭ ) ( કલંકીના કાર્ય આદિ વિષે જુઓ અ. ૨. ૧૯-૨૦ ). **૪૩** સૃષ્ટિના ચાર પ્રકારના પ્રલય આદિ માટે જુઓ અ. ૪. **કલ્પાંત**-કલ્પનો અંત : ચાર પ્રકારના નિરોધ-સંહાર-લયથીઃ નિત્ય, નૈમિત્તિક, પ્રાકૃત અને અત્યંત ( absolute ). જુઓ ટીકા પાનું લીટી : ' માયાનો ઉપછેદ-વિનાશ એ મુક્તિ. ' **૪૪** ( અ. ૫ ) ' દેહીને દેહનો વિછોહ-વિયોગ થવાનો જ છે ', દેહીએ દેહ છોડવો પડશે જ, માટે દેહનો મિથ્યા-ખોટો મોહ છોડ. ' ( જુઓ त्वं तु राजन्मरिष्येति पशुबुद्धिमिमां जहि...देहवत्त्वं न नङ्क्ष्यसि २ વગેરે અ. ૨. ૨-૧૩ ) આત્મા સંગરહિત, દેહ આદિ સાથે તેને સંબંધ નથી, તે તો બંધ-આવરણથી વર્જિત-રહિત છે. ' પરહર '. ' સ્મર '. **આપણૂં**-પોતાનું. ' સમાચર '-આદર. **૪૬** ' હું મરીશ ' વગેરે અ. ૨. ( ઉપર ટાંકયાં છે ). **અણુસરિ**-અનુસર. **ચાલ્યા**-સ્વધામ ગયા. પરીક્ષિતે કહ્યું કે મને તક્ષક-મારા મૃત્યુના નિમિત્ત-નો ભય નથી, એટલે શુકદેવજી, એને નિર્ભય થયો જાણી, તેનું પૂજન સ્વીકારી ત્યાંથી નિજધામે સીધાર્યા ( અ. ૬-૭-૮ ).

**પા. ૨૧૦-૧૨. ૪૭-૫૨. ૪૮** રાજાની મૃત્યુશરણની તૈયારીઃ અ. ૬. ૯-૧૦. ' રાયના શરીરમાં સંતાપ ન ઘટે-થયો. ' **ત્યજૂં**:

સર્વ વિષથી તેનો દેહ બળી ગયો (૧૩). **૪૯ હોમ**–સર્પસત્ર (૧૬). તક્ષક ભયથી ઇન્દ્રને શરણે ગયો. દેવગુરૂ બૃહસ્પતિએ રાજાને સમજાવી તક્ષકને ઉગાર્યો (૨૪–૨૭). ભાગવત વાંચનારા પુરાણીઓ બારમો સ્કંધ છઠ્ઠા અધ્યાય પછીથી વાંચવો છોડી દે છે, કહે છે કે આખું વાંચનાર કલિ–કલહને ભોગ થાય; કવિ પણ ત્રણ જ લીટીમાં બાકીના સપ્ત અધ્યાય પતાવે છે. **૫૦** સૂતે શૌનકને વેદશાખા અને પુરાણોનું પ્રણયન કહ્યું (અ. ૬–૩૭ થી અ. ૭.). માર્કંડેય મુનિએ માયાના વિસ્તારનું કહેલું આખ્યાન (અ. ૮; ૯; અને ૧૦). **૫૧ એકઇ**–૧૧ મા અધ્યાયમાં આદિત્યવ્યૂહનું વિવરણ. **એકિ**–બારમામાં ભગવાનના બારે સ્કંધની અનુક્રમણિકા, અને ૧૩ મા અધ્યાયમાં સમાપ્તિ. **બાવન**–ગંગાજીનાં બાવન પગથીઆં છે, ગંગાલહરી જગન્નાથ કવિએ બાવન શ્લોકમાં ગંગાની સ્તુતિ અર્થે કરી છે.

**પા. ૨૧૨–૧૫. ૧–૧૮. ૧. બોપદેવ**–પ્રસ્તાવના જુઓ: હરિલીલાવિવેકના કર્તા. **સરોવર૦** જેમ સરોવર સાથે જમલો–સંયુક્ત થયલો, એક કાંઠે કુવો જેમ હોય છે તેમ બોપદેવની હરિલીલા વિવેકરૂપ સરોવર સાથે જોડાયલો મારો આ સોળ કળાનો ગ્રંથ છે. કૂઉ–કૂપ. **જમલુ**–(सं. यमल) સજોડ, જોડાયલો. **૨. ખોડિ**–ખોડો (બહુ૦) (આમાં) ભૂલો છે એમ ભણી–કહી, મને રખે. ખોડો–ખોડના દોષ દેશો–દેતા.' **બુદ્ધિમાનઇ**–બુદ્ધિના માપ–પ્રમાણમાં. 'કથા ઉપરની પ્રીતિથી ભગવાનના પ્રેમને પામ્યો. **૩. રૂપક**–ચોપાઇ, પૂર્વછાયા આદિની સંખ્યા. **૪ પ્રથમઈ**–પહેલા પાયા–પહેલી ચાર કલામાં: ૧ લી. ૧૨૦ કડી (જો કે ૧૧૦ મૂળમાં નોંધેલી છે, પણ **હિ.** ની ઇતિશ્રીમાં ૧૨૦ નોંધી છે, **હિ.** નો આરંભનો ભાગ ટેલો હોવાથી કઈ દશ કડી પડી છે તે સમજાતું નથી. પરંતુ પહેલા પાયાની ચાર કલાઓની કડીસંખ્યાની નોંધ જોતાં પહેલીમાં ૧૨૦ હોવી સંભવે છે; **મં.** પ્રતિ પણ ત્રુટક છે, નહિં તો એ પ્રતિ ચોક્કસ હોવાથી સંખ્યા પણ ચોક્કસ કરી શકાઈ હોત. ૨ જી કલામાં ૧૧૪ કડી (જો કે **મં.** થી ૧૧૫ સમજાય છે, પણ વસ્તુબંધ **મં.** ૨ જણાવે છે. ત્યારે મૂળમાં ૧ છે.). ૩ જી

કલા–૪૬ અને ૪ થી ૪૮; કુલ ૧૨૦ + ૧૧૪ + ૪૬ + ૪૮ = ૩૨૮. **બીજઇ**–બીજા પાયામાં: ૫ મી કલા–૭૨; ૬ ઠ્ઠી–૮૨ (**મં.** માં ૮૪ કારણ ગીત ૧ અને ચોપૈ વધુ છે. જુઓ પાદનોંધ પાનું ૭૦ મું.); ૭ મી–૧૦૮ (**મં.** ૧૦૯; પણ એક કડી બેવડાઇ છે, જુઓ નોંધ પાનું ૯૩ મું); ૮ મી–૭૬ (જો કે ૭૭ મૂળમાં નોંધી છે, પણ 'રૂપક સોળ આગિલાં સાઠિ' એટલે ૭૬ થાય; તેથી એક કડી કદાચ પાછળથી વધી હશે; એ, કડી ૩૦ મી હોવી ઘટે છે, જુઓ પાદનોંધ ૯૮ મું) કુલ ૭૨ + ૮૨ + ૧૦૮ + ૭૬ = ૩૩૮. **ત્રીજઈ**–(આ પાદ આમ જોઇએ: ત્રીજઈ ચ્યાલ નઇ આઠ) ત્રીજા પાયામાં **આઠ**–'ચાર' હોય તો મેળ બેસે. ૯ મી–૬૨; ૧૦ મી–૮૫; ૧૧ મી–૧૦૮ (**મં.** માં ૧૧૪ છે; કુલ સંખ્યામાં ૫ કડી ખૂટે છે, માટે **હિ.** મૂળમાં કાંઇ સંખ્યામાં ભૂલચૂક હશે.) ૧૨ મી–૮૮; કુલ ૬૨ + ૮૫ (૮૬) + ૧૦૮ (૧૧૨) + ૮૮ = ૩૪૪. **ચુથઇ**–ચોથા પાયામાં ૧૩ મી–૪૨ (૪૩ મૂળમાં છે, પણ ભૂલ છે.) ૧૪ મી–૬૧; ૧૫ મી–૮૭; ૧૬ મી–૫૨; કુલ ૪૨ + ૬૧ + ૮૭ + ૫૨ = ૨૪૨. **૫ બાર શત૦**–૧૨૫૨: ૩૨૮ + ૩૩૮ + ૩૪૪ + ૨૪૨ = ૧૨૫૨. **૭ આસો:** ૧ લી કલા કડી ૨): 'આષાઢિ' છે. ચન્દ્ર સોળ કલાવાન ખરો, પણ તેમાં શશાંકનું કલંક છે, પણ કૃષ્ણકથા કેવળ નિષ્કલંક છે. ૮ સં. ૧૫૪૧. રૂદ્રની વીશી: ૬૦ સંવત્સરો, બ્રહ્મા (સર્જક), રુદ્ર (સંહારક) અને વિષ્ણુ (સંરક્ષક), એ ત્રણની વીશીમાં વહેંચાયલા છે. ૯ જેમ માગશર માસ ગીતા પ્રમાણે ભગવાનનું રૂપ ગણાય છે, તેમ 'વૈશાખ' પણ એક વાર એવો (મધુમાસ, મધુસૂદનરૂપ) લેખાતો હતો. **સિદ્ધિક્ષેત્ર**–પ્રભાસ, સિદ્ધપુર નહીં. ભીમ કવિના પ્રબોધ પ્રકાશમાં ઉલ્લેખ આમ સ્પષ્ટ છે:

ભવભયભંજન શ્રી ભારતી પંચ પ્રવાહિ વહિ સરસ્વતી<br>
શ્રી સોમેશ્વર નિજ આવાસ ભુવિ માંહી બીજુ કૈલાસ ૭૨

તીરથ તિલકક્ષેત્ર પ્રભાસ ત્યાં વસઈ દ્વિજ નરસિંહ વ્યાસ<br>
તેહ ઘરિ સેવક વૈષ્ણવદાસ કીધુ એહ પ્રબોધપ્રકાશ ૭૪

(સં. ૧૫૫૩ માં લખાયલી પ્રતિ)

ભીમ, સિદ્ધપુરનો હોવાનું શાસ્ત્રી વ્રજલાલે "ગુજરાતી ભાષાના ઇતિહાસ"માં પાને મે કહ્યું છે, અને બીજાઓએ તે ઉપાડી લીધું છે; એ સિવાય બીજું કોઈ પ્રમાણ કે કારણ કોઇએ આપ્યું જ નથી. શાસ્ત્રીજીએ પોતાનું પ્રમાણ વા કારણ જણાવ્યું નથી, એટલે તેનો વિચાર કેમ થઈ શકે? તેમણે 'સિદ્ધિક્ષેત્ર'નો સહજ અર્થ સિદ્ધપુર લીધો છે, એમ સમજી સંતોષ લેવો પડે છે. ગોવિંદ, કૃષ્ણ-યતિકર્દમનું મોક્ષ સ્થળ પ્રભાસ છે. જુઓ શ્રીમદ્ભાગવત સ્કંધ ૩ જો. સં. ૧૫ ને ૧૬ મા સૈકામાં પ્રભાસ ખીલેલું બંદર હતું, સુપ્રસિદ્ધ તીર્થ સ્થળ હતું અને વૈષ્ણવોનું ધામ હતું. ઘણાક વૈષ્ણવ કવિઓ તે સમયે અહીં થઇ ગયા છે. ૧૦ આ કડી આખાયે વિવિધ તીર્થસ્થળોના ઉલ્લેખ સાથે વિચારાય તો 'પ્રભાસ' ફલિત થાય છે. આ સંબંધી મંતવ્ય અને પ્રમાણોનો વિસ્તાર અહીં સ્થળસંકોચથી થઇ શક્યો નથી. **૧૫ ગ્રંથની**-ભાગવતની: ૧ સ્કંધ-૧૮ (સાંપ્રત ભાગવતમાં ૧૯ અધ્યાય છે); ૨-૧૦; ૩-૩૩ ('ત્રેવીસ'-'તેત્રીસ' જોઇએ.); ૪-૨૯ (સાંપ્રત ભાગવતમાં ૩૧ છે); ૫-૨૬; ૬-૧૯; ૭-૧૫; ૮-૨૩ (સાંપ્રત ભા૦ માં ૨૪ છે); ૯-૨૪; ૧૦-૯૦; ૧૧-૩૧ અને ૧૨-૧૩; કુલ ૩૩૧; જ્યારે સાંપ્રત ભાગમાં ૩૩૫ છે. બોપદેવ ૩૩૧ ઉપર પ્રમાણે જણાવે છે: इति भागवतेऽध्याया एकत्रिंशच्छतत्रयम् । ૧૨. શ્લો. ૮). શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સંપ્રદાયવાળા દશમસ્કંધમાં ચાર અધ્યાય પ્રક્ષિપ્ત ગણે છે; પણ તેનો આધાર પ્રમાણપુરઃસર સમજાવાયલો જાણ્યામાં નથી. इति० આ બોપદેવની હરિલીલા વિવેકના અંતમાં ૧૯ મો શ્લોક છે.

**પા. ૨૧૬-૭. નાના**-વિવિધ. **નિજ**-ભગવાનનાં પોતાનાં. **શશિહર**-શશિયર, ચન્દ્ર. **જિતૂં**-જિતે 'પુરૂષ અને નારી' એ સાથે અવ્યય હોવાથી નપુંસક પ્રયોગ થયો છે. **ઉતારિ**-ઉતાર (આજ્ઞાર્થ).

---